# ભરતખંડના ઇતિ-
# હાસનોપ્રશ્નોતર

છપાવી પ્રસિદ્ધ કરનાર.

ચોકશી નારણલાલ હીરાચંદ.

આવૃત્તિ ચોથી.



નડીઆદ.

સત્યસાગર પ્રેસ.

સંવત ૧૯૪૦—સન ૧૮૮૪



કિંમત ૩

# ભરતખંડના ઇતિહાસનો પ્રશ્નોતર

છપાવી પ્રસિદ્ધ કરનાર.

ચોકશી નારણલાલ હીરાચંદ.

આવૃત્તિ ચોથી.



નડીઆદ.

સત્યસાગર પ્રેસ.

સંવત ૧૯૪૦—સન ૧૮૮૪



કિંમત રૂ ૦

# QUESTIONS & ANSWERS OF THE HISTORY OF BHARATKHAND.

---

## ભરતખંડના ઈતિહાસનો પ્રશ્નોતર.

### પ્રકરણ ૧ લું.

પ્ર० આર્ય પ્રજાનું મૂળ સ્થાન કયાં કહેવામાં આવે છે?

ઉ० મધ્ય એશીઆમાં ઓકસસ નદીના પ્રદેશમાં ને તેની આસપાસના પ્રદેશમાં.

પ્ર० મૂળ રેહાણમાંથી પ્રથમ તે જાત કયાં કયાં પ્રસરી?

ઉ० કેટલાક યુરોપમાં, કેટલાક ઈરાનમાં ને ભરતખંડની સીંધુ નદીને કાંઠે ને ત્યાંથી ભરતખંડમાં રહ્યા.

પ્ર० સંસ્કૃતમાં જુનામાં જુના ગ્રંથનું નામ તથા તેના પેટાના પુસ્તકોનાં નામ શાં?

ઉ० સંસ્કૃતમાં સર્વેથી જુનામાં જુનો ગ્રંથ વેદ છે તેમાં દેવની પ્રાર્થના લખી વેદાંગો તથા ઉપનીશદાદી વેદો વીગરે તેના પેટાના પુસ્તકો છે.

પ્ર० સ્મૃતિઓમાં શું લખ્યે છે?

ઉ० એમાં રાજા પ્રજાના કાયદા તથા બ્રાહ્મણ, ક્ષત્રી, વેશ્ય અને શુદ્ર એ ચાર વર્ણોને કરવાની ક્રીયા લખી છે તે ઉપરથી તે સમયના લોકની સ્થીતીનું જ્ઞાન થાય છે.

પ્ર० કયા ધર્મને બૌધ માર્ગ કહે છે અને તેને કોણે પળાવ્યો?

ઉ० યજ્ઞ કરવામાં જે પશુઓ હોમતા તે પશુ હીંસાથી કંટાળીને કેટલાક વિદ્વાનો યજ્ઞ કરનારની સામા થયા તેમાં શાકયસીંહ નામે રાજ પુત્ર મુખ્ય હતો તેણે ચલાવેલા માર્ગને બૌધ માર્ગ કહે છે.

પ્ર० શાકયસીંહ વિશે તમે શું જાણો છો?

ઉ० તે રાજપુત્ર રાજ્ય છોડી દઈ સાધુ થયો ને લોકોને કહેવા લાગ્યો કે અજામેધ, અશ્વમેધ, વીગરે પાપી યજ્ઞ ન કરવા જોઈએ. પરમે-

શ્વરને પણ તે માનતો નહી તેના મુખ્ય ચાર મત હતા. ૧ પશુ હોમવાનો પાપી યજ્ઞ ન કરવો જોઇએ. (૨) સઘળામાણસ સરખાછે (૩) જન્મથી કોઇ ઉંચ નીચ નથી (૪) કર્મ બંધ પડે નહી ત્યાં સુધી જન્મ મરણથી જીવ છુટે નહી.

પ્ર૦ મુર્તી પુજા, વ્રત વતુલાને જાત્રાનો ચાલ શી રીતે સ્થાપન થયો?

ઉ૦ શાકયશીંહના મત પ્રમાણે થોડા માણસો નીર્વાણ પામેલા એટલે મોક્ષ ગયેલા ગણાતા તેમના બદલામાં એટલે મુર્તીઓ કરી બૌદ્ધધર્મીઓ તેમની પુજા કરવા લાગ્યા અને ગામ પરગામ તેમના દરશન કરવા એટલે જાત્રા કરવા જતા અને તેમની બાધાઓ ચાલતી

પ્ર૦ બૌદ્ધ ધર્મ કયા સમયમાં થયો છે?

ઉ૦ ઈ૦ સ૦ પુ૦ ૫૫૦ વર્ષ ઉપર.

પ્ર૦ મુળ ચાર નાતો તુટીને હજારો નાતો કયારે થઇ?

ઉ૦ વેદધર્મીઓ અને બૌદ્ધ ધર્મીઓ વચ્ચે ઝઘડો થયો ત્યારે; અને તે વખતને કળીયુગ એટલે ઝઘડાનો વખત કહે છે.

પ્ર૦ અયોધ્યાના સુર્યવંશી દશરથ રાજાને કેટલા પુત્ર હતા ને મોટાનું નામ શું?

ઉ૦ ચાર કુંવર હતા તેમાં સૌથી મોટાનું નામ રામ હતું.

પ્ર૦ રામ કોની સાથે પરણ્યો હતો?

ઉ૦ મિથિલના રાજા જનકની અતિ સુંદર અને ગુણવાન કુંવરી સીતા સાથે.

પ્ર૦ રામ સીતાને શી રીતે પરણ્યો

ઉ૦ જનક રાજાએ સ્વયંવરનો મંડપ રચ્યો હતો ને તેમાં એક ભારે ધનુષ મુકયું હતું જનકનો ઠરાવ હતો કે જે એ ધનુષ ઉપાડી ભાગે તેને કુંવરી પરણાવવી આ ધનુષ, મંડપમાં આવેલા કોઇથી ભગાયું નહી પણ રામે ભાગ્યું તેથી તેને સીતા પરણાવી.

પ્ર૦ રામને દેશવટો શાથી ભોગવવો પડયો ને તેનું કારણ શું?

ઉ૦ દશરથને એક કૈકેઇ નામે રાણી હતી તેને એક સમયે પ્રસન્ન થવાથી રાજાએ બે વરદાન માગવાનું કહ્યું ત્યારે રાણીએ કહ્યું કે તે કોઇ પણ પ્રસંગે માગીશ, હવે જ્યારે દશરથ ઘરડો થયો ત્યારે તે

રાજ પાટ રામને સોંપવાની તૈયારી કરતો હતો તે જોઇ તેની હોરમન કૈકેઇને ઇર્ષા આવી તેથી તેણે આ પ્રસંગે રાજા પાસેથી પેલાં બે વરદાન માગ્યાં પહેલું એ કે મારા પુત્ર ભરતને રાજગાદીએ બેસાડો ને બીજુ રામને દેશવટો દો તેથી રામે પોતાના પીતાનુ વચનપાળી દેશવટો ભોગવ્યો.

પ્ર૦ રાવણ અને રામને પ્રથમ વેર થવાનુ કારણ શું ને તે વેર રાવણે શી રીતે લીધું?

ઉ૦ ગોદાવરીના તીરે રામ દેશવટો ભોગવતા હતા ત્યારે રાવણની બેન તેને પરણવા સારૂ ગઇ પણ રામે તેને અપમાન કરી કહાડી મૂકી તેથી રાવણ ગુસ્સે થયો અને એક દીવસ રામ લક્ષમણ હરણ મારવા ગયા હતા તેવામાં લાગ જોઇ વનમાંથી સીતા લઇ ગયો.

પ્ર૦ સીતાની સોધમાં રામને કોની કોની મદદ મળી હતી?

ઉ૦ દક્ષિણ દેશના હનુમાન રાજાની.

પ્ર૦ હનુમાન રાજાની પ્રજાને વાંદરા કેમ કહ્યા હશે?

ઉ૦ તે પ્રજા પ્રથમ જંગલી હશે માટે.

પ્ર૦ રામ અને રાવણની લડાઇનો શો પરીણામ થયો?

ઉ૦ રાવણ, તેનો છોકરો ઇંદ્રજીત, તેનો ભાઇ કુંભકરણ, વીગેરેને જીવી લઇ લંકાનુ રાજ રામની તરફના રાવણના ભાઇ વીભીષણને આપ્યુ.

પ્ર૦ ભારથના રચનારનુ નામ અને તે ભારથમાં શું લખ્યું છે?

ઉ૦ વ્યાસે ભારથ રચ્યું છે. અને ચંદ્રવંશી રાજાઓના નામ ને પરાક્રમ લખ્યાં છે અને પાંડવ કોરવ વચેના યુદ્ધનુ વર્ણન છે.

પ્ર૦ કૈરવ પાંડવ કોણ હતા?

ઉ૦ ચંદ્રવંશી રાજા ભરતના કુળના ધૃતરાષ્ટ્રને પાંડુ નામે બે ભાઇ હસ્તિનાપુરમાં રાજ કરતા હતા ધૃતરાષ્ટ્રને ૧૦૦ કુંવરો હતા અને તેઓ કૈરવો કહેવાતા હતા એમાંના સર્વથી મોટા કુંવરનુ નામ દુર્યોધન હતું. પાંડવને પાંચ પુત્ર હતા. યુધિષ્ટિર, અરજુન, ભીમ, નિકુળ ને સહદેવ તેઓ પાંડવો કહેવાતા હતા.

પ્ર૦ કૈરવ પાંડવો વચે અણબનાવ શાથી થયો?

ઉ૦ પંચાળ દેશના દ્રુપત રાજાને દ્રોપતી નામે કુંવરી પરણાવવાની હતી

સ્વયંવરમાં પાંડવો અને કૌરવો આવ્યા હતા દ્રુપદનો એવો નિશ્ચય હતો કે ઉંચે લટકાવેલા મચ્છનુ પ્રતિબીંબ પાણીમાં દેખાતુ હતું તે જોઇ ઉપરના મચ્છને વિંધે તેને કુંવરી પરણાવવી આ કામ કૌરવ વીગેરે કોઇથી ન થયું પણ અરજુને કર્યું તેથી પાંડવને દ્રૌપદી પરણાવી તેથી કૌરવને ઇર્ષા આવી.

પ્ર૦ આ આણ બનાવનો શો પરીણામ થયો?

ઉ૦ આ આણબનાવથી હસ્તિનાપુરના રાજ્યના બે ભાગ કરયા. અને કૌરવ પાંડવોએ વેંહેંચી લીધા. પોતાના ભાગમાં જઇ પાંડવોએ ઇંદ્રપ્રસ્તથ નામે નગર વસાવ્યું અને એમનુ રાજ્ય વિસ્તાર પામ્યું.

પ્ર૦ પાંડવોને વનવાશ કેમ જવુ પડ્યું?

ઉ૦ કૌરવ સાથે તેઓ જુગટુ રમ્યા તેમાં રાજ્ય હાર્યા તથા બાર વરસ વનવાશ જવું પડયું.

પ્ર૦ પાંડવ કૌરવ વચે લડાઇ થવાનું કારણ શું!

ઉ૦ પાંડવોના તરફથી વષ્ણિએ જઇ દુર્યોધન પાસે રાજ્યનો ભાગ માગ્યો તે તેણે ના આપ્યો.

પ્ર૦ પાંડવ કૌરવ વચે લડાઇનુ શું થયું?

ઉ૦ આ લડાઇમાં પાંડવો તરફ કૃષ્ણ તથા દ્રુપદ વિગેરે હતા. કુરૂક્ષેત્રમાં- (પાણીપતના મેદાનમાં) લડાઇ થઇ તેમાં કૌરવો હાર્યા.

પ્ર૦ પાંડવ રાજા રાજ્ય કોને સોંપી હિમાલય [પરલોકમાં] ગયા?

ઉ૦ અભિમન્યુના કુંવર પરિક્ષતને.

પ્ર૦ આ બનાવ કયારે બન્યો?

ઉ૦ આસરે પાંચ હજાર વર્ષ ઉપર.

---

## પ્રકરણ ૨ જું.

પ્ર૦ પ્રાચીનકાળમાં પરદેશી રાજાએ કયાં થઇને ભરતખંડ ઉપર સ્વારીઓ કરી?

ઉ૦ અફગાનીસ્તાનની વાટે.

પ્ર૦ ઇ૦ પુ૦ ૫૧૮ માં કયા પારસી રાજાએ માનવા જોગ ઇતીહાસમાં નોંધાયલો હુમલો કર્યો ને તેનુ પરીણામ શું?

ઉ० દરવેશ ગુસ્તાસ્પે હુમલો કર્યો તેણે સિંધુ નદીના કાંઠાનો કેટલોક મુલક જીતી ત્યાં અમલ કરવાને હાકેમ નીમ્યો.

પ્ર० આ પારસી રાજ્ય કોણે તાબે કરી લીધું?

ઉ० ઈ० સ० પુ० ૩૨૭ માં ગ્રીસ દેશનો માહા રાજા સિકંદર સિંધુને તીરે અટક આગળ આવ્યો ત્યાં જેલમ નદીથી દિલ્હી સુધીના પ્રદેશમાં પૌરવ કુળનો કોઈ બળવાન રાજા રાજ્ય કરતો હતો તેની સાથે સિકંદરને ગુજરાત આગળ યુદ્ધ થયું તેમાં પૌરવ હાર્યો આખરે તે રાજ્ય રાજા ઉપર દયા આવવાથી પાછું આપ્યું.

પ્ર० મૌર્યવંશી રાજા કયા કહેવાય છે?

ઉ० મગધના રાજ્યમાં બિંબીસાર અને અજાત શત્રુ થઈ ગયા છે તેમાં અજાત શત્રુથી છઠા રાજાનું નામ નંદ હતું. આ નંદને અનૌરસ પુત્ર નામે ચંદ્રગુપ્ત હતો તે સિકંદરના ગયા કેડે પંજાબ, મગધના રાજ ઉપર ઈ० સ० પુ० ૩૧૫ માં ગાદીએ બેઠો તે અને તેના કુળના રાજાઓ મોર્યવંશી રાજા કહેવાય છે.

પ્ર० ચંદ્રગુપ્તે કેટલા વર્ષ રાજ કર્યું અને ક્યારે મરણ પામ્યો?

ઉ० ૨૪ વરસ રાજ કરી ઈ० સ० પુ० ૨૯૧ ની સાલમાં મરણ પામ્યો.

પ્ર० ચંદ્રગુપ્તના છોકરાનું નામ શું તથા તેનું બીજું નામ શું?

ઉ० મીત્ર ગુપ્ત અને બીજું નામ બીંદુસાર.

પ્ર० બીંદુસાર કઈ સાલમાં મરણ પામ્યો ને કેટલા વર્ષ રાજ કર્યું?

ઉ० ૨૮ વરસ રાજ કરી ઈ० સ० પુ० ૨૧૩માં મરણ પામ્યો.

પ્ર० બીંદુસાર પછી કોણ ગાદીએ બેઠું!

ઉ० તેનો દીકરો પ્રીયદર્શી બેઠો ને તેનું બીજું નામ અશોક.

પ્ર० અશોક કઈ સાલમાં મરણ પામ્યો?

ઉ० ઈ० સ० પુ० ૨૨૩ માં.

પ્ર० મોર્યવંશી રાજાના વખતમાં ભરતખંડના લોકની સ્થિતિ, રીતભાત અને ન્યાય તથા રાજનીતિ કેવાં હતાં?

ઉ० બ્રાહ્મણો અને જોગીઓ તે કાળે બહુ તપ કરતા, લોકો ઉદ્યોગી અને ધનવાન હતા શીવેલાં કપડાં પેહેરવાનો ચાલ નહોતો તેઓ વણવાના તથા લુહારના તથા સુતારના હુનરો જાણતા હતા તે—

ઓની અવસ્થા મનુસ્મૃતિમાં કહ્યા પ્રમાણે હતી. તથા સ્ત્રીઓની અવસ્થા પણ મનુસ્મૃતિમાં કહ્યા પ્રમાણે હતી બાળ લગ્ન ન હતાં પણ સતી થવાનો ચાલ નીકળ્યો હતો અને પોલીસનો બંદોબસ્ત સારો હતો રાજા તથા તેના કારભારી પંચની મારફતે ઇનસાફ કરતા ગામનો બંદોબસ્ત કરનાર મુખી પટલ હતા તેઓ સરકારી નોકર ગણાતા પણ તેઓની પાસે જમીન હતી. લેહેણા દેવાની ફરીયાદ થોડી આવતી.

પ્ર૦ કયા મોર્યવંશી રાજાએ બૌદ્ધ ધર્મનું માન્ય વધાર્યું ને તે શી રીતે?

ઉ૦ માહારાજા અશોકે જાહેર રીતે બૌદ્ધ માર્ગ સ્વીકાર્યો ને પોતાની સતર વરસની ઉમરે રાજમાં બૌદ્ધ માર્ગને ખુલ્લો આશરો આપ્યો પણ કોઈ પાસે બળાત્કારે મત મનાવ્યો નહી એણે પોતાના દેશના પાલી ભાષામાં ધર્મના પુસ્તકો બનાવ્યાં અને તીબેટ, બ્રહ્મદેશ, શીયામ, ચીન, જાવા, સીંહલદ્વીપ, વીગરે દેશમાં બૌદ્ધ માર્ગ ચલાવવાને જતીઓ મોકલ્યા.

પ્ર૦ બૌદ્ધ ધર્મ ને જૈન ધર્મનાં શો તફાવત છે અને શું મળતાપણું છે?

ઉ૦ બૌદ્ધ ધર્મમાં જ્ઞાતીભેદ નથી. તોપણ તે શ્રાવક પાળે છે જૈન લોકો બૌધ ધર્મીઓની પેઠે ૨૪ તીર્થંકરોને મુખ્ય માનેછે ને તેને પરમેશ્વર કહેછે બૌદ્ધનાપેઠે તેઓને પણ હીંસા ન કરવી એ મુખ્યધર્મ.

પ્ર૦ જૈન ધર્મ કયા વખતમાં ચઢતી ઉપર હતો?

ઉ૦ ઇ૦ સ૦ ૬૦૦ થી ૧૨૦૦ સુધી ત્યાર પછી પડતી થઇ.

---

## પ્રકરણ ૩ જું

પ્ર૦ આપણા લોકનું અસલ નામ શું હતું, અને હાલનુ હિંદુ નામ શા ઉપરથી પડયું છે?

ઉ૦ આપણા લોકનું અસલ નામ આર્ય હતું; પણ પરદેશીઓનુ પાડેલું હિંદુ નામ પ્રખ્યાત થઇ ગયેલું છે, ફારસીમાં સિંધુને કાંઠે વસનારાને હિંદુ કહ્યા છે.

પ્ર૦ મોર્યવંશ પછી કયા લોકનો અમલ થયો, ને કયા મુલકમાં?

ઉ૦ પંજાબ, સિંધ અને ગુજરાતમાં બાકત્રિઆના ગ્રીક રાજાનો અમલ

થયો સંભળે છે.

પ્ર૦ એ (બાકત્રિઆના) રાજ્યને કોણે અને કેઈ જાતના લોકોએ જી-
તી લીધુ?

ઉ૦ એ રાજ્ય પાર્થીઆના શક લોકે જીતી લીધું, ને એ શક લોક તુ-
ર્ક હતા.

પ્ર૦ એ તુર્ક રાજ્ય કોણે જીતી લીધું અને તેમની રાજ્યધાની ક્યાં આ-
ગળ ને પાટ નગર ક્યું શેહેર કર્યું?

ઉ૦ એ રાજ્ય બ્રાહ્મણ ધર્મ માનનારા રજપુત લોકે જીતી લીધું. અને તે
ની પ્રથમ રાજ્યધાની કાબુલ શેહેરમાં હતી, આગળ તેમણે પાછા
હટી લાહોર પાટ નગર કર્યું.

પ્ર૦ અશોકના અમલ પછી કીયા વંશને હાથ રાજ્ય ગયું ને ત્યાર પછી
કીયા વંશ થયા?

ઉ૦ સાહવંશ (જે બાકત્રિઆને આધીન હતો) તેને હાથ ગયું ને ત્યાર
પછી વલ્લભીવંશ, ચાવડાવંશ, સોળંકી, ને વાઘેલોવંશ.

પ્ર૦ મગધ દેશમાં મૌર્યવંશ પછી કીયા મુખ્ય વંશ થયા ને તેમણે ક્યાં
સુધી અમલ કર્યો?

ઉ૦ સંગાકુળે, ઈ૦ સ૦ પુ૦ ૮૬ સુધી, કન્વાવંશે ઈ૦ સ૦ ૨૧ લગી.
આંધ્રવંશ, ને પરમાર વંશ.

પ્ર૦ પરમાર વંશમાં સૌથી પ્રખ્યાત રાજા કીયા અને તેમની રાજ્યધા
ની કઈ?

ઉ૦ વિક્રમરાજા અને ભોજ માળવામાં થઈ ગયા છે.

પ્ર૦ પરમાર વંશનુ રાજ્ય ક્યાં સુધી માળવામાં રહ્યું. તે કીયા મુસલમાન
સરદારે જીત્યું?

ઉ૦ ઈ૦ સ૦ ૧૨૩૧ માં મુસલમાનોએ માળવા વશ કર્યું ત્યાં સુધી, ને
તે અલ્તમશે જીતી લીધું.

પ્ર૦ વિક્રમરાજા કેવો હતો ને તેને શું નામ અપાયલું છે?

ઉ૦ એ રાજા ઘણો દયાળુ અને પરોપકારી હતો ને તેને પરદુઃખભંજન
નામ અપાયલું છે.

પ્ર૦ મુસલમાન રાજાઓ હુમલો કરવા લાગ્યા ત્યારે પેહેલાં નર્મદાની દ-

પ્ર૦ હિમાલય સુધી ક્યાં છ મોહોટાં રાજ્યો હતાં ને ત્યાં કેવો ધારો હતો?

ઉ૦ (૧) પંજાબ (૨) દિલ્હી (૩) કનોજ (૪) બંગાળા (૫) મેવાડ (૬) ગુજરાત. વખતે એ છમાનું કોઇ બીજાં નાનાં તમામને માથે થયું તેનું કારણ એ કે રાજાઓ સંપ કરી એકઠા મળે અને રાજસભામાં કોઈને રાજાધિરાજ નિમે એવો કાયદો નોહોતો માટે લડાઇઓ થતી ને તેમાં જે ભુપતી માહા બુદ્ધિવાન ને પરાક્રમી નીકળે ને તેની પાસે બીજાં સાધનો હોય ત્યારે સર્વેનો ઉપરી થાય એવો ધારો હતો.

પ્ર૦ આપણા સંસ્કૃતમાં કયા મુલકને દ્રાવિડ દેશ કહે છે?

ઉ૦ મુંબાઇ અને મદ્રાસ ઇલાકાના દક્ષિણના મોટા ભાગને દ્રાવિડ દેશ કહે છે.

પ્ર૦ દ્રાવિડ દેશ ઉપર પ્રથમ કોણે સ્વારીઓ કરી?

ઉ૦ (૧) અયોદ્ધાના રામે કરી (૨) ચંદ્રગુપ્તે (૩) કાશમીરના ગોનાર્દ કુળના રાજા મેઘવાહને કરી (૪) બંગાળાના રાજા દેવપાળદેવે કરી.

પ્ર૦ તે વખતે દક્ષિણમાં મોટાં મોટાં કીયાં રાજ્યો હતાં ને તેનાં નામથાં ને ત્યાં કોણ રાજ કરતુ હતુ?

ઉ૦ મધુપુરી (મદુરા ) માં પાંડવ વંશના રાજા રાજ કરતા હતા; બીજુ કાંચી (કંજીવરમકે કાંચીપુરમ) અહીઆં ચોળ વંશના રાજા રાજ કરતા હતા ત્રીજુ ત્રાવણકોર, મલબાર, મ્હેસુરનો આથમણો ભાગ તેમાં ચેરા કુળના રાજા રાજ કરતા હતા. ચોથુ ગોદાવરીને કાંઠે પેઠણ નગરમાં ઇ૦સ૦ ૭૭ માં શાલીવાહન નામે મોટો રાજા રાજ કરતો હતો. પાંચમુ કલ્યાણીમાં ચાલુક્ય (સોળંકી) રાજા રાજ કરતો હતો. છઠુ વરંગુળનુ રાજ્ય સાતમુ ઓઢીયા પ્રાંત, એમાં કેશરી વંશના રાજા રાજ કરતા હતા.

પ્ર૦ લિંગાયતી પંથ કોણે ઉઠાવ્યો?

ઉ૦ બસાપ્પા નામે બ્રાહ્મણે.

પ્ર૦ વરંગુળને ઓઢીઆમાં કોનું રાજ હતું?

ઉ૦ વરંગુળમાં મગધના આંધ્રકુળ રાજાએ રાજ્ય કરવાથી આંધ્ર રાજ હતુ

ને ઓઢીઆમાં કેસરીવંશ ઈ૦ સ૦ ૧૧૩૧ સુધી, કટકમાં ગજપતિ રાજા સને ૧૫૬૮ સુધી હતા અને તમલકકે મેદનીપુરની પાસે ગંગા વંશના રાજાનુ રાજ્ય હતુ.

---

## પ્રકરણ ૪ થુ.

પ્ર૦ મુસલમાની સન કયારથી ગણાય છે, અને તે હીજરી સન શાથી કહેવાય છે?

ઉ૦ ઈ૦ સ૦ ૬૨૨ માં મહંમદ પેગમ્બરે મકામાં ઉપદેશ કરી પોતાનો મત ચલાવવા માંડયો તે વખતે ત્યાંના લોકો ગુસ્સે થયા, ને તેને મારી નાંખવાનો ઇરાદો કર્યો, તેથી મહંમદ પેગમ્બર ત્યાંથી નાશીને મદીને ગયો, નાસવાને આરબી ભાષામાં હીજરી કહે છે.; તેથી તે સન હીજરી કહેવાય છે.

પ્ર૦ મહંમદનો ધર્મ શી યુકિતથી અને શું શીખવ્યાથી બધે ફેલાયો?

ઉ૦ તેણે લોકોને એવું શીખવ્યું કે જે ધર્મને માટે મરે તે સ્વર્ગે જાય ને મુસલમાન ધર્મમાં ગમે તે પ્રકારે બીજાને લાવવા તે મોટું પુન્ય છે. એવું શીખવ્યાથી મુસલમાન ધર્મનો ફેલાવો થયો.

પ્ર૦ પેગમ્બરની પછી ગાદીએ થનારને શું કહેતા?

ઉ૦ ખલીફા કહેતા.

પ્ર૦ હિંદુસ્તાન ઉપર કયા મુસલમાન સરદારે પેહેલ વહેલી સ્વારી કરી, ને તેનાં સામો કયો રજપૂત રાજા થયોને તેનુ શું થયું ને કેઈસાલમાં?

ઉ૦ બસરાના સુબાએ મહંમુદ કાશીમને સિંધ ઉપર હુમલો કરવાને મોકલ્યો, એ વેળાએ ત્યાં દાહીર નામે રજપુત રાજા રાજ્ય કરતો હતો; તે કાશમની સામે થયો પણ એ લડાઇમાં દાહીર મરાયો કાશમે તેની રાજધાની દેવલનગર જીત્યું, ને લુંટી લીધું, ને ત્યાંની વસ્તીને કતલ કરી; ત્યાર પછી કેટલેક વર્ષે રજપુતોએ રાજ પાછુ લીધું.

પ્ર૦ મહમુદ કાશીમ પછી ભરતખંડ ઉપર કોણે સ્વારી કરી. ને તેની સામો કયો રજપુત રાજા થયો?

ઉ૦ અલપ્તગીનના જમાઈ સબકતગીને ભરતખંડ ઉપર ચડાઈ કરી તે વખતે તેની સામે લાહોરનો જયપાળ રાજા થયો; તેમાં તે હાર્યો.

પ્ર૦ સબકત ગીનની પછી ગીજનીની ગાદીએ કોણ બેઠું અને તેણે શા પરાક્રમ કર્યાં?

ઉ૦ સબકતગીનની પછી તેનો છોકરો મહમુદ ગીજનીની ગાદીએ બેઠો, તેણે ભરતખંડમાં બાર સ્વારીઓ કરી, અને હિંદુઓના દેરાની મુર્તીઓ ખંડન કરી બહુ ધન લઈ ગયો; તેણે પેહેલી સ્વારી ૧૦૦૧ મા કરી.

પ્ર૦ મહમુદે છેલ્લી સ્વારી કઈ સાલમાં ને કોના ઉપર કરી, ને તેમાં શું થયું?

ઉ૦ મહમુદે છેલ્લી સ્વારી ૧૦૨૪ માં ગુજરાત ઉપર કરી, તેથી ત્યાંનો રાજા ભીમ રાજધાની છોડી નાશી ગયો. તેથી મહમુદ સોમનાથ ઉપર ગયો. ત્યારે તેની સામે રાજા ભીમ લશ્કર લઈ લડવા ગયો, લડાઈ થઈ તેમાં ભીમ હાર્યો, પછી સોમનાથના દેરાની મુર્તીઓ ભાંગી નાખી ને ધન લઈ ગયો.

પ્ર૦ મહમુદના વંશજો નબળા હોવાથી ગીજનીનુ રાજ કોના હાથમાં ગયું?

ઉ૦ ઈ૦ સ૦ ૧૧૮૬ માં મહમુદ ઘોરીએ ગીજની જીતી લીધુ ને ગીજનીની ગાદીએ બેઠો.

પ્ર૦ શાહાબુદીન (મહમદ ઘોરી) એ ભરતખંડ ઉપર કયારે સ્વારી કરી ને તેની સામે કયો રાજા થયો?

ઉ૦ ૧૧૯૧ માં સુલતાન ઘોરીએ હિંદુસ્થાન ઉપર ચડાઈ કરી, ને તે-સામે પૃથુરાજ થયો.

પ્ર૦ થાણેશ્વર આગળ કોની કોની વચે લડાઈ થઈ, તેમાં શો પરીણામ થયો?

ઉ૦ ૧૧૯૩ માં મહમુદ ઘોરી અને પૃથુરાજ વચ્ચે થાણેશ્વર આગળ લડાઈ થઈ તેમાં પૃથુ રાજ હાર્યો.

પ્ર૦ કુતુબુદીન કોણ હતો?

ઉ૦ શાહાબુદીન ઘોરીનો ગુલામ હતો. પૃથુરાજને હરાવીને સુલતાન દેશ

ગયો ત્યારે તે હિંદુસ્થાનનો સુબો થયો હતો.

પ્ર૦ શાહાબુદ્દીન ઘોરી કઇ સાલમાં ગુજરી ગયો ને કોણે મારી નાંખ્યો?

ઉ૦ ગકખર નામે પાહાડી લોકે ૧૨૦૫ માં મારી નાંખ્યો

પ્ર૦ શાહાબુદ્દીન પછી કોણ ગાદીએ બેઠો?

ઉ૦ કુતુબુદ્દીન ગાદીએ બેઠો. એ જાતનો ગુલામ હતો, તેથી તેના વંશજો ગુલામ કહેવાય છે.

---

## પ્રકરણ ૫ મું.

પ્ર૦ ગુલામવંશ કેઇ સાલથી કેઇ સાલ સુધી રહ્યા?

ઉ૦ ઇ૦ સ૦ ૧૨૦૬ થી ૧૨૯૦ સુધી.

પ્ર૦ ગુલામ વંશના કેટલા સુલતાનો થયા અને તેમણે દરેકે ક્યારથી ક્યાં સુધી ને કેટલા વરસ રાજ કર્યું?

ઉ૦ ગુલામવંશના ૧૧ સુલતાન થયા અને તેમણે દરેકે નિચે પ્રમાણે રાજ કર્યું.

| | | | | વરસ રાજ કર્યું. |
|---|---|---|---|---|
| કુતુબુદ્દીન | ૧૨૦૬ | થી | ૧૨૧૦ | ૪ |
| આરામ | ૧૨૧૦ | થી | ૧૨૧૦ | ૦ |
| અલ્તમસ | ૧૨૧૦ | થી | ૧૨૩૫ | ૨૫ |
| રૂકનુદ્દીન | ૧૨૩૫ | થી | ૧૨૩૬ | ૧ |
| રજીઆબેગમ | ૧૨૩૬ | થી | ૧૨૩૯ | ૩ |
| બેરામ | ૧૨૩૯ | થી | ૧૨૪૧ | ૨ |
| મસુદ | ૧૨૪૧ | થી | ૧૨૪૬ | ૫ |
| નાસિરૂદ્દીન | ૧૨૪૬ | થી | ૧૨૬૫ | ૧૯ |
| બલ્બન | ૧૨૬૫ | થી | ૧૨૮૭ | ૨૨ |
| કૈકુબાદ | ૧૨૮૭ | થી | ૧૨૯૦ | ૩ |

પ્ર૦ ગુલામ વંશને દિલ્લીની ગાદી શી રીતે આવી?

ઉ૦ શાહાબુદ્દીનને દીકરો ન હોવાથી તેના પાળેલા ચાર ગુલામોને જેજે મુલકો ઉપર સુબા ઠરાવ્યા હતા. તે સાહાબુદ્દીનના પડયા પછી પોત દબાવી પડી સ્વતંત્ર થયા. તેમાં કુતુબુદ્દીનના તાબામાં દિલ્લીનો મુલક હતો.

પ્ર૦ અલ્તમશ કોણ અને તેણે શાં શાં પરાક્રમ કરયાં?

ઉ૦ અલ્તમસ કરીને કુતુબુદીનનો ગુલામ અને જમાઇ હતો. તેણે પોતાના બાયલા સાળા આરામ પાસે રાજ ખુંચાવી લઇને મુલતાન તથાઉતર સિંધ અને બંગાળા તથા બાહારના સુલતાનોને જીતી તેમનાં રાજ્ય કબજે કર્યાં અને કદી ન જીતાયલો માળવા પ્રાંત પણ જીતી લીધો. કુતુબુદીનનો કરવા માંડેલો કુતુબમીનાર પુરો કરાવ્યો.

પ્ર૦ રજીઆ બેગમના હાથમાં રાજ કેમ આવ્યું ને કેમ ગયું?

ઉ૦ અલ્તમસનો દીકરો રૂકનુદીન નઠારો હોવાથી લોકમાં અપ્રીય હતો તેની પાસેથી તેની બેન રજીઆબેગમે રાજ લઇ લીધું ને રાજ કાજમાં ડાહી હતી. પણ તે એક ગુલામ સાથે પ્રીતી કરી બીજા સરદારોને અપ્રીય થઇ. તેથી તમામ સરદારો નારાજી થઇ તેને પકડી ખુરા હાલ કર્યા.

પ્ર૦ ત્યાર પછી રાજની શી હકીકત થઇ?

ઉ૦ બેહેરામને મસુદ બે નઠારા રાજા હતા તથા નાસરૂદીન ભલો ને મોટો માણસ હતો તેથી એમના વખતમાં રાજમાં ગરબડ ઘણી ચાલી, પણ નાસરૂદીનનો બુલબુન નામે વજીર અને (અલ્તમસનો જમાઇ પણ થતો હતો' તેણે સઘળાં બંડ સમાવીને નાસરૂદીન નસંતાસ હોવાથી ગાદીપર બેઠો.

પ્ર૦ કૈકુબાદના રાજની હકીકત કહો?

ઉ૦ એને નીજામુદીન વજીર ઘણો ખરાબ મળ્યો હતો. તેથી એના રાજ્યને ઘણું નુકશાન થયું. વળી કૈકુબાદને તેના બાપ તથા આખા કુટુંબ સાથે અણબનાવ કરાવ્યો ને આખરે આવી તકરારોમાં નીજામુદીનને ઝેર દઇ માર્યા.

પ્ર૦ બંગાળામાં બંડ કેઇ સાલમાં થયું?

ઉ૦ ઇ૦ સ૦ ૧૨૭૯

પ્ર૦ જલાલુદીન કોણ હતો અને તેણે રાજ કેવી રીતે મેળવ્યું?

ઉ૦ એ ખીલજી સરદારને નીજામુદીનના મરણ પછી કૈકુબાદે પોતાનો વજીર બનાવ્યો હતો આ વજીરે પોતાના રાજાને મારી નંખાવી તેના

વારસોનો નાશ કરી રાજપદ ધારણ કરયું.

પ્ર૦ જલાલુદીનના વંશજોને શું કહે છે અને કયારથી કયાં સુધી રાજ્ય કરયું?

ઉ૦ એના વંશજોને ખિલજી કહે છે અને તેમણે ઈ. સ. ૧૨૯૦ થી ૧૩૨૦ સુધી રાજ્ય કરયું.

પ્ર૦ ખિલજી વંશના પાદશાહોનાં નામ તથા કેઈ સાલથી કયાં સુધી કેટલા વરસ રાજ્ય કરયું તેનો કોઠો બનાવો?

ઉ૦

| | | | | વરસ રાજ્ય કરયું |
|---|---|---|---|---|
| જલાલુદીન | ૧૨૯૦ | થી | ૧૨૯૫ | ૫ |
| ઈબ્રાહીમ | ૧૨૯૫ | થી | ૧૨૯૫ | ૦ |
| અલાઉદીન ખુની | ૧૨૯૫ | થી | ૧૩૧૫ | ૨૦ |
| ઉમર | ૧૩૧૫ | થી | ૧૩૧૬ | ૧ |
| મુબારક | ૧૩૧૬ | થી | ૧૩૨૦ | ૪ |
| ખુશરૂ | ૧૩૨૦ | થી | ૧૩૨૦ | ૦ |

પ્ર૦ અલ્લાઉદીન ખુની કોણ હતો અને તેણે ત્રાસદાયક કામ શું કરયું?

ઉ૦ અલાઉદીન જલાલુદીનનો ભત્રીજો અને તેને અયોધ્યા પ્રાંતની સુબેદારી સોંપી હતી તેણે દક્ષિણ પર સ્વારી કરી પુષ્કળ દ્રવ્ય લેઈ દિલ્હી આવ્યો, દિલ્હી આવ્યો ત્યારે તેનો કાકો જલાલુદીન જેણે એને સરદાર બનાવ્યો હતો તે એને થોડા સ્વારોલઈ મળવા ગયો કાકા ભત્રીજાની મુલાકાત થઈ એટલે એ દુષ્ટે પોતાના કાકાને મારી નંખાવ્યો. પછી બેગમે બાળકુંવર ઈબ્રાહીમની દુવાઈ ફેરવી તેથી બેગમ તથા બે શાહાજાદાને મારી નંખાવ્યા તથા પોતે ગાદીએ બેઠો.

પ્ર૦ અલાઉદીને જ્યારે ગુજરાત જીતવા ફોજ મોકલી ત્યારે ગુજરાતમાં રાજા કોણ હતો અને તેનુ પરીણામ શું થયું?

ઉ૦ આ વખતે ગુજરાતમાં કરણ વાઘેલો રાજા હતો તેનાથી ગુજરાતનો બચાવ કરી શકાયો નહી, દેશની ખરાબી થઈ અને મૂસલમાની રાજની સ્થાપના થઈ.

પ્ર૦ આલાઉદીનના વખતમાં મુગલો ચઢી આવ્યા, તેનો પરીણામ શો થયો?

ઉ૦ ઈ૦ સ૦ ૧૨૯૮ માં મુગલો લુટ કરતા આવ્યા અલાઉદીનના સે-

નાપતી જાફરખાંએ તેઓને હરાવ્યા.

પ્ર૦ જાફરખાંનને શો બદલો મળ્યો?

ઉ૦ તેના બદલામાં જાફરખાંનને શત્રુને હાથે મરવા દીધો.

પ્ર૦ બીજા કયા જબરા માહારાજાઓને જીત્યા?

ઉ૦ રણસ્થંભોરના અને ચીતોડના.

પ્ર૦ કાફુર કોણ હતો?

ઉ૦ ખંભાત લુંટ્યુ ત્યારે ઘણાક માણસોને ઝાલી ગુલામ કર્યા હતા તેમાંનો એ એક હતો.

પ્ર૦ કાફુરે શું જીત્યું?

ઉ૦ તેલંગણમાં વરંગુલ, પછી કર્નાટક તથા મલબાર જીત્યાં.

પ્ર૦ અલ્લાઉદ્દીન કેઈ સાલમાં મરી ગયો અને તેના પછી ગાદીએ કોણ બેઠો?

ઉ૦ અલ્લાઉદ્દીનના પછી તેના ચોથા છોકરા ઉમરાવને ગાદીએ બેસાડી તેના નામથી કાફુ રાજ કરવા લાગ્યો.

પ્ર૦ કાફુરે દુષ્ટ કામ શું આરંભ્યુ?

ઉ૦ તેણે મોટા બે શાહાજાદાઓની આંખ્યો ફોડી અને ત્રીજા મુબારકનો જીવ લેવા મારા મોકલ્યા તેઓએ ફરી જઈને કાફુરનો વધ કર્યો.

પ્ર૦ મુબારકે બીજું ઘાતકી કામ શું કર્યું?

ઉ૦ માહારાષ્ટ્રના રાજા હરપાળને પકડી આણી તેની ચામડી ઉતરડી મારી નાંખ્યો.

પ્ર૦ ખુશરૂખાં કોણ હતો?

ઉ૦ એ જાતે ઢેડ હતો પણ રાજા મુબારકે પોતાનો વાહાલો ગણી વજીર બનાવ્યો હતો તેણે મુબારકને તથા ત્યાર પછી રાજ વંશના તથા રાજ કુળના સગપણના એકે એક મરદને મારી નાંખી તખ્તનો દાવો કરનાર કોઈ રહેવા દીધુ. નહી અલ્લાઉદ્દીનના વડા દીકરાની વહુ દેવળદેવીને પોતે પરણ્યો તથા પાદશાહી જનાનાની વહુ તથા બીજી બેટીઓને પોતાના સગા વાહાલા ઢેડોમાં હતા તેઓને દીધી.

પ્ર૦ ખુશરૂ કેઈ સાલમાં મરી ગયો અને કોણે માર્યો?

ઉ૦ પંજાબની ફોજના સરદાર ગ્યાસુદીન તઘલખના ઉપરીપણા નીચે એના સામે લઢી તેમાં માર્યો ગયો ઈ૦ સ૦ ૧૩૨૦

પ્ર૦ ત્યાર પછી ગાદીએ કોણ બેઠુ ને તેના વંશને શું કહે છે?

ઉ૦ ત્યાર પછી ગ્યાસુદીન ગાદીએ બેઠો ને તેના વંશને તઘલખવંશ કહે છે.

પ્ર૦ તઘલખવંશના પાદશાહોના નામ, કોણે ક્યારથી ક્યાં સુધીઅને કેટલા વરસ રાજ કર્યું તેનો કોઠો બનાવો?

ઉ૦

| | | | | વરસ રાજ કર્યું |
|---|---|---|---|---|
| ગ્યાસુદીન તઘલખ | ૧૩૨૦ | થી | ૧૩૨૫ | ૫ |
| મહમદ તઘલખ | ૧૩૨૫ | થી | ૧૩૫૧ | ૨૬ |
| ફિરોજશાહ | ૧૩૫૧ | થી | ૧૩૮૮ | ૩૭ |
| ગ્યાસુદીન બીજો | ૧૩૮૮ | થી | ૧૩૮૯ | ૧ |
| અબુબકર | ૧૩૮૯ | થી | ૧૩૮૯ | ૦ |
| નાસરૂદીન | ૧૩૮૯ | થી | ૧૩૯૨ | ૩ |
| શિકન્દર | ૧૩૯૨ | થી | ૧૩૯૨ | ૦ |
| મહમુદશાહ | ૧૩૯૨ | થી | ૧૪૧૪ | ૨૨ |

પ્ર૦ ગ્યાસુદીન પછી તેની ગાદીએ કોણ બેઠું તથા તેણે શાં કૃત્ય કર્યાં?

ઉ૦ એનો છોકરો મહમ્મદ તઘલખ ગાદીએ બેઠો તે ભણેલો, બુદ્ધિમાન શુરવીર, પણ ગાંડાઇના કામ કરે, તેવો હતો. દેવગઢ રાજ્યધાની કરવાના ઇરાદાથી દિલ્હીની વસ્તીને ત્યાં જઇ રેહેવાને આ ગાંડા શાહે ફરમાવ્યું તેથી હજારો માણસ રસ્તામાં રખડી મુઆ. ઇરાન અને ચીન ઉપર સ્વારીઓ કરવાને મોટાં લશકર મોકલ્યાં પણ તેમાં બહુ નુકસાન થઇ કામ થયું નહી પીત્તળના નાણાં ચલાવવાની કોશીશ કરી તેથી પણ લોકોની ખરાબી થઇ અંતે સિંધ ઉપર સ્વારી કરી તેમાં એ માર્યો ગયો.

પ્ર૦ મહમદ પછી કોણ ગાદીએ આવ્યું?

ઉ૦ એના પછી એનો ભત્રીજો ફીરોજશાહ ગાદીએ બેઠો લડાઇ ચલા-

વામાં બુદ્ધિમાન હતો. તે ભોળો તથા દયાળુ હતો, તેણે લોકોપયોગી ધર્મશાળા, મદ્રેશા, મસજીદો, કુવા. વાવ, તળાવ, એ રાંમાં પાણી પોહોચે તેમ નદીએને લગતી ખાડીઓ વિગરે કામ કર્યાં છે.

પ્ર૦ તઘલખ વંશમાં છેલો રાજા કોણ થયો અને તેના રાજમાં જાણુવા જોગ શા શા બનાવો બન્યા?

ઉ૦ છેલો રાજા મહમદશા થયો તેના વખતમાં ઈ૦ સ૦ ૧૩૯૮ માં તૈમુર નામે વિક્રાળ બાદશાહ મુગલ તથા તુર્ક સૈન્ય લેઈ દેશ લુટતો ને બાળતો તથા હજારોના ખુન કરતો આવ્યો. તેની સામે ગયેલી દિલ્હીની ફોજ હારી મહમુદશાહ ગુજરાત ભણી નાઠો ને તૈમુર દિલ્લીમાં પેઠો; પાંચ દહાડા લગી શહેરમાં લુટ ને કતલ ચાલી.

પ્ર૦ ત્યાર પછી દિલ્હીમાં કોણે રાજ્ય કર્યું

ઉ૦ બે માસ આ રાજ્ય રહ્યા પછી નસરતખાંને, પછી બહારખાં પાસેથી મહમુદે પાછો આવી ઈ૦ સ૦ ૧૪૧૨ સુધી નામનુ રાજ્ય કર્યું પછી દોલતખાંએ બાદશાહ કહેવડાવ્યા વિના બેવરસ અમલ કર્યો.

પ્ર૦ સૈયદ ખીજરખાં કોણ હતો અને તેણે શું પરાક્રમ કરયું.?

ઉ૦ સૈયદ ખીજરખાંનને તૈમુરે મુલતાનનો સુબેદાર ઠેરવ્યો હતો, તેણે દિલ્હી જીતી લીધું અને સૈયદ વંશની સ્થાપના કરી.

પ્ર૦ સૈયદ વંશના પાદશાહોનાં નામ, કેટલાં વર્ષ ને ક્યાં સુધી રાજ્ય કરયું?

| રાજાનાં નામ. | | | | વરસ રાજ્ય કરયું. |
|---|---|---|---|---|
| સૈયદ ખીજરખાં | ૧૪૧૪ | થી | ૧૪૨૧ | ૭ |
| સૈયદ મુબારક. | ૧૪૨૧ | થી | ૧૪૩૩ | ૧૨ |
| સૈયદ મહમદ. | ૧૪૩૩ | થી | ૧૪૪૩ | ૧૦ |
| સૈયદ આલમ | ૧૪૪૩ | થી | ૧૪૫૦ | ૭ |

પ્ર૦ સૈયદ વંશ પછી કીયો વંશ થયો?

ઉ૦ લોદી વંશ થયો.

પ્ર૦ લોદી વંશના પાદશાહોનાં સાલવાર નામ લખો?

| ઉ૦ રાજાનાં નામ. | ક્યાંથી | ક્યાં સુધી | કેટલા વરસ |
|---|---|---|---|
| બહલોલ લોદી | ૧૪૫૦ | ૧૪૮૮ | ૩૮ |

| | | | |
|---|---|---|---|
| સિકંદર લોદી | ૧૪૮૮ | ૧૫૧૭ | ૨૯ |
| ઇબ્રાહીમ લોદી | ૧૫૧૭ | ૧૫૨૬ | ૯ |

પ્ર૦ લોદી વંશના છેલ્લા રાજાના વખતમાં શા બનાવ બન્યા?

ઉ૦ એ સુલતાન ગર્વિષ્ટ હતો, તેથી સરદારો નારાજ થયા. તેના ભાઇએ જવાંનપુરમાં બળવો કર્યો તેથી તેને પકડી ઝેર માર્યો, ને બીજા ઘણા માણસોને માર્યા. સખતાઇ ઘણી કરવાથી તેનાં પરીણામ માઠાં થયાં. દોલત લોદી પંજાબનો અધિકારી હતો; તેણે કાબુલના સુલતાન બાબરને બોલાવ્યો.

પ્ર૦ પાણીપતનુ યુદ્ધ કોની વચ્ચે થયું, કઇ સાલમાં ને શો પરીણામ થયો?

ઉ૦ બાબરને ઇબ્રાહીમ વચ્ચે ઇ૦ સ૦ ૧૫૨૬માં તેમાં ઇબ્રાહીમ હાર્યો?

પ્ર૦ લોદી વંશ સુધી જે મુસલમાન પાદશાહ થયા તે ઘણું કરીશું કરી ગયા?

ઉ૦ ઘણાખરાએ ધર્માંધ થઇ હિંદુને દુઃખી કર્યા વખતે કોઇએ પોતાના ધર્મની મર્યાદા બંધાવી તથા મદ્રેસા કરાવી જરા ઉતેજન આપ્યું પણ ઘણા ખરા પ્રજા પીડનાર હતા.

## પ્રકરણ ૬ ઠું

પ્ર૦ દિલ્હીની બાદશાહી તુટવાથી કયા કયા વિભાગો થયા?

ઉ૦ બંગાળા, જવાનપુર, માળવા મેવાડ, ગુજરાત, ખાનદેશ, દક્ષિણમાં બ્રહ્મણી રાજ્ય.

પ્ર૦ કાશ્મીરમાં ગોનાર્દ વિગેરે કુળોનાં રાજ્ય ક્યાંથી ક્યાં સુધી રહ્યાં?

ઉ૦ ઇ૦ સ૦ પુ૦ ૩૭૧૪ થી ઇ૦ સ૦ ૧૨૯૪ સુધી.

પ્ર૦ ઇ૦ સ૦ ૧૩૧૫ માં કાશમીરમાં કોણ રાજા હતો, અને તેનો પ્રધાન કોણ અને અંતે શો પરીણામ થયો?

ઉ૦ તે વખતે સેનદેવ રાજા હતો, તેના વખતમાં શાહામીર નામે મુસલમાન ચડતાં ચડતાં પ્રધાન પદને પામ્યો. આગળ આનંદદેવ રાજાએ તેને કાઢી મુકયો, તેણે બંડ ઉઠાવ્યું, તેના સંતાપથી રાજા મરણ પામ્યો, અને મીર ગાદીએ બેઠો.

પ્ર૦ બંગાળી પાદશાહનો અંત કોણે આણ્યો?

ઉ૦ અકબરે,

પ્ર૦ જવાનપુરમાં કોણે કયારથી કયાં સુધી સ્વતંત્ર રાજ્ય કર્યું તેમને કોણે જીત્યા?

ઉ૦ તુર્કી વંશજોએ ઈ૦ સ૦ ૧૩૯૩થી ૧૪૭૪ સુધી સ્વતંત્ર રાજ્ય કરયું તેમને બહલોલ લોદીએ જીત્યા.

પ્ર૦ માળવાનુ રાજ્ય કોણે જીત્યું?

ઉ૦ ગુજ્જરાતના બાહાદુર શાહે.

પ્ર૦ સુબેદાર જાફરખાએ ગુજરાતની બાદશાહી સ્થાપી હતી તેનો અંત કોણે આણ્યો?

ઉ૦ અકબરે,

પ્ર૦ અકબરના વખતમાં બીજા કીયા કીયા મુલક જીતાયા?

ઉ૦ સિંધ અને ખાનદેશ.

પ્ર૦ બ્રાહ્મણી રાજ કયાં હતું? ને તેનુ નામ બ્રાહ્મણી કેમ પડયું?

ઉ૦ દક્ષિણમાં હતું? ને કોઇ ગંગુ નામે બ્રાહ્મણનો હુશેન નામે ચતુર ને ડાહ્યો ગુલામ મુસલમાન હતો. તે મહમદ તઘલખના વખતમાં ઈ૦ સ૦ ૧૩૪૭ માં પાદશાહ બન્યો, પણ પોતાના શેઠ બ્રાહ્મણ હોવાથી તેની નામના રાખવા પોતે હુસેન ગંગુ બ્રાહ્મણી એ નામ કહેવડાવવા લાગ્યો.

પ્ર૦ બ્રાહ્મણી વંશમાં કેટલા પાદશાહ થયા? ને કેટલા વર્ષ રાજ્ય કર્યુ?

ઉ૦ ૧૮ પાદશાહ થયા ને ૧૫૦ વર્ષ રાજ રહ્યું.

પ્ર૦ તેના કેટલા ભાગ થયા હતા ને દરેક શા નામથી ઓળખાતા હતા?

ઉ૦ વરાડમાં ઈ૦ સ૦ ૧૪૮૪ માં થયું તે ઇમાદશાહી નામથી ઓળખાતા બીજુ ઈ૦ સ૦ ૧૪૮૭ માં થયુ અહમદ નગરમાં નિજામશાહી એ નામથી ઓળખાતા તથા ત્રીજુ ઈ૦ સ૦ ૧૪૮૯ માં બિજાપુરમાં આદીલશાહી નામથી ઓળખાતા ચોથુ-ઈ૦ સ૦ ૧૫૧૨ માં ગોવલકાંડામાં કુતુબશાહી એ નામથી ઓળખાતા હતા.

પ્ર૦ ભરતખંડનો વેપાર યુરોપ સાથે શી રીતે ચાલ્યો?

ઉ૦ ભરતખંડના આથમણા કાંઠાના બંદરોમાં લાલ સમુદ્રથી મુસલમાન

વેપારીઓનાં વહાણ માલ વેચાતો લેવા આવતાં. ને ઘણોક માલ ઇરાનની વાટે પણ જતો; ભરતખંડનો એમ ગયેલો માલ શિરિયા અને મિસરોના બંદરોમાંથી યુરોપના વેપારીઓ વહોરતા. તેમને ભરતખંડના વેપારથી મોટો નફો થતો તેથી તેઓ પંડે માલ ખરીદ કરવાને સન ૧૪૯૮ માં કેપઓફ ગુડ હોપનો રસ્તો માલમ પડયા પછે આવવા લાગ્યા અને તેથી યુરોપનો વેપાર ભરતખંડ સાથે જોડાયો

પ્ર૦ યુરોપની જે જે પ્રજા ભરતખંડ આવી હોય તેઓના સાલવાર નામ લખો?

ઉ૦ પોર્તુગીજ ઇ૦ સ૦ ના પંદરમા સૈકામાં. વલંદા ઇ૦ સ૦ ના સોળમા સૈકામાં, ઈંગ્રેજો સોળમા સૈકામાં, ફ્રેંચ લોકો સત્તરમા શેકામાં.

પ્ર૦ પોર્તુગીજના કીયા બે સરદાર કેઇ કેઇ સાલમાં આવ્યા?

ઉ૦ વાસકોડી ગામા ઇ૦ સ૦ ૧૪૯૮ માં આલ્બુકર્ક ઇ૦ સ૦ ૧૫૦૮ માં આવ્યો.

પ્ર૦ પોર્તુગીજ લોકોની ભરતખંડમાં કેઇ કઇ જગાઓ છે?

ઉ૦ દીવ, દમણ, અને ગોવા.

પ્ર૦ પોર્તુગીજને જોઇને યુરોપના બીજા કયા કયા લોક ભરતખંડમાં આવ્યા?

ઉ૦ વલંદા ફ્રેંચ, ઇંગ્રેજ વિગેરે પોતે પોતાની ઇસ્ટ ઇંડિયા કંપની કરીને ભરતખંડમાં આવ્યા?

પ્ર૦ વલંદાએ પોતે કયાં કયાં થાણાં કર્યાં?

ઉ૦ પોર્તુગીજ પાસેથી આમબોવાના લઇ તથા ચિન્સુરાએ બે ગામોમાં થાણાં કર્યાં

પ્ર૦ ઇંગ્રેજ ઇસ્ટ ઇંડિયા કંપનીએ કઇ સાલમાં પટો મેળવ્યો?

ઉ૦ ઇ૦ સ૦ ૧૬૦૦ માં

પ્ર૦ ઇંગ્રેજ ઇસ્ટ ઇંડિયા કંપનીએ પ્રથમ કયાં કોઠી ઘાલી?

ઉ૦ સુરતમાં.

પ્ર૦ સુરતમાં ચોરાશી બંદરના વાવટા ફડે છે એમ શાથી કહેવાયું?

ઉ૦ વલંદા, ઇંગ્રેજ, ફ્રેંન્ચ એ લોકોના ભારે વેપારથી તથા ચીન; ઇરાન

અર્બસ્તાન, જંગબારના બારે વેપારની તથા મકે જવાનું એ બંદર હતું તેથી વાસ્ટા ઉડે છે એમ કહેવાયું.

## પ્રકરણ ૭ મું

પ્ર૦ અત્યાર સુધીમાં તુર્કી તથા પઠાણ રાજાઓ થયા તેથી દેશમાં શો ફેરફાર થયો?

ઉ૦ મહમુદ કાશમથી તે શાહાબુદીન ગોરી સુધી તુર્કી લોકો ફક્ત દેશ ઉપર હુમલો કરતા પણ તમામ રાજ વહિવટ તો હિંદુ રાજાના હાથમાં હતો. પણ ત્યાર પછી કુતુબુદ્દીનથી તે લોદી વંશનો આખર સુધી પઠાણો થયા તેમણે રજપૂત સંસ્થાન તથા વિજય નગર સિવાય તમામ મોટાં મોટાં હિંદુ રાજ્યો જીતી લીધાં. અત્યાર સુધીના જે મુસલમાનો થયા તેમણે રાજ લેવા તથા હિંદુ ધર્મનો નાશ કરી મુસલમાની ધર્મમાં લેવા પ્રયત્ન કર્યા. તેમાં રાજ જીત્યું. પણ હિંદુ લોકોને વટલાવતાં હજારો ગરીબ હિંદુઓ માર્યા ગયા એટલુંજ નહી પણ તે લોકોના જુલમથી હિંદુઓમાંથી દેશાભીમાન જતુ રહ્યુ ને બળ હીન તથા બેવકુફ બન્યા. પુસ્તકો સંતાડવા લાગ્યા. અનંત જ્ઞાતીઓ થઇ બાળ લગન થવા લગ્યાં. વિધવાને સતી કરવા લાગ્યા પુર્ન લગન બંધ થયાં તથા સ્ત્રીઓને મારીને રજપુતો કેસરીઆં કરવા લાગ્યા.

પ્ર૦ મુગલ વંશનો પેહેલો પાદશાહ કોણ અને તે હિંદુસ્તાનમાં શી રીતે આવ્યો?

ઉ૦ બાબર તેને બળવાખોર દોલતખાં દિલ્હીનું રાજ જીતવા તેડી લાવ્યો.

પ્ર૦ બાબર મુગલ વંશી કેમ કેહેવાયો?

ઉ૦ એ મુગલવંશી નહોતો તથાપી તુર્ક અને પઠાણ પાદશાહો ઉપર મુગલોની માફક બાબર ચડી આવ્યો તેથી તે લોકોએ એને મુગલ કહ્યો અને એ નામ તેણે અને તેના વંશજોએ કબુલ રાખ્યું.

પ્ર૦ બાબર દિલ્હી પતિ થયો ત્યારે દિલ્હીની પાદશાહી તથા બાહારના ભાગો કોને તાબે હતા?

ઉ૦ બંગાળા સૈયદ નજીબશાહને તાબે હતો. મમદશાહ લોહાની બાહાર

નો સુલતાન હતો, મેવાડ માળવાનો કેટલોક ભાગ તથા બીજો કેટલોક મુલક મહારાણાસંગને હાથ હતો, ચંદેરી અને આજુ બાજુ મેદનીરાયને હસ્તક હતું. ગુજરાતનો પાદશાહ બહાદુરશાહ હતો, દક્ષિણ દેશ પાંચ મુસલમાનની રાજ્ય અને છઠું વિજયનગરનું રાજ્ય એ રીતે વહેંચાયેલો હતો; ગોવામાં પોરતુગીજ રાજ્ય હતું.

પ્ર૦ બાબર અને રજપુત રાજાઓ સાથે કયાં કયાં યુદ્ધ થયું. અને પરીણામ શો થયો?

ઉ૦ ઈ૦ સ૦ ૧૫૨૭ માં સીકરીની લડાઇ બાબર અને સંગ વચ્ચે થઇ તેમાં સંગ મરાયો; ઈ૦ સ૦ ૧૫૨૮ માં ચંદેરીને ઘેરો ઘાલ્યો તેમાં ચંદેરીનો મેદનીરાય મરાયો. પછી બંગાલાને બહાર પ્રાંત જીત્યા.

પ્ર૦ બાબર કેઇ સાલમાં મરી ગયો, અને તેના પછી કોણ બેઠું?

ઉ૦ ઈ૦ સ૦ ૧૫૩૦ માં મરી ગયો અને તેના પછી તેનો છોકરો હુમાયુ ગાદીએ બેઠો.

પ્ર૦ હુમાયુને પેહેલ વહેલું કોણ સામું થયું?

ઉ૦ ગુજરાતનો બાહાદુરશાહ માળવા જીતીને તથા ખાનદેશ, વગડ. અહમદનગર ને ખંડીયા કરી બળવાન થઇ હુમાયુની સાથે પણ અણબનાવ કર્યો તેમાં તેને હુમાયુંએ હરાવ્યો

પ્ર૦ હુમાયુના વખતમાં કયા સરદારે કયાં હુમલો કર્યો!

ઉ૦ શેરખાંએ બંગાળા અને બહારમાં.

પ્ર૦ શેરખાં અને હુમાયું વચ્ચે કયાં કયાં લડાઇઓ થઇ અને તેનું પરીણામ શું થયું.

ઉ૦ ઈ૦ સ૦ ૧૫૪૦ માં કનોજ આગળ હુમાયુ અને શેરખાં વચ્ચે તેમાં હુમાયુ હાર્યો.

પ્ર૦ કનોજની લડાઇમાં હાર્યા પછી કયાં ગયો અને કોણે આશરો આપ્યો?

ઉ૦ સિંધમાં અને મારવાડમાં થઇ અમરકોટ ગયો ત્યાંના રાજાએ સંભાળ કરી ત્યાંથી ઇરાન ગયો ત્યાંના પાદશાહે ૧૪૦૦૦ ઘોડેસ્વાર આપ્યા તે લેઇ કાબુલ, કંદહાર આવ્યો ત્યાર બાદ કેટલેક વર્ષે એટલે ઈ૦ સ૦ ૧૫૫૬ માં દિલ્હિપતી થયો અને તેજ વરસમાં એને. કાળ પ-

ગ. તેના છેલાં વરસો એટલે કનોજની લડાઇ પછીનાં ભટકવામાં ગયાં.

---

## પ્રકરણ ૮ મુ.

પ્ર૦ કનોજની લડાઇ પછી કયો વંશ અધવચ થયો. તેઓ શું કહેવાય છે અને તેઓમાંના દરેકે કયાંથી કયાંસુધી રાજ કર્યું?

ઉ૦ કનોજની હુમાયુની હાર પછી શેરશાહ અધિપતિ થયો તેઓ સુર કહેવાયછે. તેઓએ નીચે પ્રમાણે રાજ્ય કર્યું.

| | | વરસ રાજ કર્યું |
|---|---|---|
| શેરશાહસુર | ૧૫૪૦ થી ૧૫૪૫ | ૫ |
| સલીમશાહ (ઇસ્લામશાહ) | ૧૫૪૫ થી ૧૫૫૩ | ૮ |
| અદિલશાહ( અદાલત) | ૧૫૫૩ થી ૧૫૫૬ | ૩ |

પ્ર૦ શીરશાહના વખતનાં કામો લખો?

ઉ૦ આ વખતે હિંદુઓમાં ઘણા કસાઇને બળ, શુર, ચતુરાઇ, ચપળતા, સંપ વિગરે સારા ગુણ આવેલા તેથી લડાઇમાં શીરશાહ જય ન પામ્યો ત્યારે દગા કરવા લાગ્યો હતો પણ ધર્મની બાબતમાં જુલમ નહોતો કરતો કેલટો ધર્મશાળા, રસ્તા વિગરે રૈયતને સુખ થાય એમ કરતો હતો.

પ્ર૦ શીરશાહ શી રીત મુઓ?

ઉ૦ કલીંજરને જીતતાં દારૂખાનુ સળગવાથી બળી મુઓ.

પ્ર૦ પાણીપતની બીજી લડાઇ કોની વચે થઇ અને પરીણામ શું થયું?

ઉ૦ અદિલશાહના સરદાર હેમુ અને હુમાયુના સરદાર બેહેરામ વચેથઇ તેમાં હેમૂ હાર્યો, અદિલશાહ બંગાળા તરફ ગયેલો તે વખતે તેના પિત્રાઇ સિકંદરે દિલ્હીનો કબજો કરેલો તેને આવખતે નાશી જવું પડ્યું અને મુગલ રાજની પુનઃ સ્થાપના થઇ.

## પ્રકરણ ૯ મુ

પ્ર૮ મુગલ વંશના પ્રતાપી છ રાજાઓનાં નામ તથા તેઓએ રાજ કરેલા વર્ષો કયારથી કયાં સુધી તે બતાવો?

ઉ૦

| | | વરસ રાજ્ય કર્યું |
|---|---|---|
| બાબર | ૧૫૨૬ થી ૧૫૩૦ | ૪ |
| હુમાયુ | ૧૫૩૦ થી ૧૫૫૬ | ૨૬ |
| અકબર [જલાલુદ્દીન] | ૧૫૫૬ થી ૧૬૦૫ | ૪૯ |
| જાંહાંગીર [સલીમ] | ૧૬૦૫ થી ૧૬૨૭ | ૨૨ |
| શાહજહાં | ૧૬૨૭ થી ૧૬૫૮ | ૩૧ |
| આલમગીર (ઔરંગઝેબ) | ૧૬૫૮ થી ૧૭૦૭ | ૪૯ |

પ્ર૦ હુમાયુના દીકરાનુ નામ શું અને તે કેવો રાજા હતો?

ઉ૦ હુમાયુના દીકરાનુ નામ અકબર હતુ ને તે બધા મુસલમાન પાદ-શાહમાં ઉતમ હતો; એના જેવા બગ રાજા બીજા થોડાજ થઈ ગયાછે તેનામાં અસાધારણઅક્કલ અને ડહાપણ હતુ તેવદ્દાન અતી શુરો, રણમાં ચતુર અને ઉદાર દિલનો હતો; અને તે મનને વશ રાખનાર હતો.

પ્ર૦ અકબરની વય નાની હોવાથી તેનો રાજકારભાર કોણ કરતુ?

ઉ૦ તેનો નીમકહલાલ અને બુદ્ધિવાન વજીર બેહેરામખાં કરતો હતો.

પ્ર૦ પાણીપતની લડાઇ બીજા કોનાં કોની વચ્ચે થઇ ને તેનો શો પરીણામ થયો?

ઉ૦ ઈ. સ. ૧૫૫૬માં બેહેરામખાં અને બંગાળાના નામના પાદશાહ અદિલશાહના વજીર હેમુ વચ્ચે થઇ તેમાં હેમુ હાર્યો.

પ્ર૦ અકબરને પોતાના વજીર બહેરામખાંને ખશેડવાની કેમ ફરજ પડી ને તેને શી રીતે ખશેડયો?

ઉ૦ પાણીપતની લડાઇ થયા પછી બહેરામ અતિ ગર્વીષ્ટ અને ઝાપત થયો હતો તેથી તેના ઉપર મોગલ ઉમરાવો કંટાળ્યા હતા તેથી અકબરે આગ્રેથી દીલ્હી જઇ પોતાનો રાજકારભાર પોતાના હાથમાં લીધો ને ઢંઢેરો ફેરવ્યો કે બીજા કોઇનો હુકમ માનવો નહી.

પ્ર૦ બેહેરામને ખશેડવાથી શો પરીણામ થયો?

ઉ૦ બહેરામે બળવો કરયો પણ તેમાં તે પાર પડયો નહી અંતે તેને પાદશાહને શરણે આવવુ પડયું આગલી સારી સેવા ઉપર નજર રાખી અકબરે તેનો ગુન્હો માફ કરયો.

પ્ર૦ અકબરે કઇ સારી યોજના કરી? કે જેથી એને જોઇએ તેટલી મ દદ મળી?

ઉ૦ હિંદુ મુસલમાન વિગરે તમામ જાતોને સરખા હક તથા પ્રીતી આપી તેથી સઘળી પ્રજા તથા રાજાઓ એને જોઇતી મદદ આપવા લાગ્યા એટલુંજ નહી પણ કેટલાએકે તો દીકરીઓ પણ મુસલમાનોને દેઇ એક દીલ થવા ધાર્યું.

પ્ર૦ રાજ કારભાર પોતાને હાથ આવ્યા પછી અકબર લક્ષ કેઇ ચાર બાબતો ઉપર દોડયું?

ઉ૦ (૧) પોતાની ફોજના મુસલમાન સરદારોને વશ કરવામાં (૨) હિંદુ રાજાને તાબે કરવામાં (૩) પ્રાંતના સ્વતંત્ર થઇ ગયેલા હાકેમોને જીતવામાં (૪) ઘણા વરસના ઝઘડાથી અને રાજમાં થએલી ઉથલ પાથલથી જે ગેર બંદોબસ્ત થયો હતો તે ગટાડીને કાયદેસર કામ ચાલતુ કરવામાં.

પ્ર૦ પાદશાહી કુળને દીકરીઓ આપવાની વડાઇ કયારથી જાણાઇ?

ઉ૦ જોધપુરના રાજા માલદેવ પોતાની કુવરી જોધબા અકબર વેરે પરણાવી

પ્ર૦ એ રાણીને પુત્ર થયો હતો?

ઉ૦ એ રાણીને સલીમ નામે પુત્ર હતો.

પ્ર૦ અકબરે કોની પાસેથી ગુજરાત લીધુ ને કેઇ સાલમાં?

ઉ૦ ત્યાંનારાજા ત્રીજા મુજફરશાહ પાસેથી ૧૫૭૩માં ગુજરાત પ્રાંતલીધો.

પ્ર૦ ત્યાર પછી તેણે કયા દેશો લીધા?

ઉ૦ બહાર, બંગાળા, સિંધ, કાશમીર અને ઓઢીઆ.

પ્ર૦ કંદહાર કઇ સાલમાં જીત્યું?

ઉ૦ ૧૫૯૪ માં.

પ્ર૦ અકબર કઇસાલમાં ગુજરી ગયો?

ઉ૦ ૧૬૦૫ માં.

પ્ર૦ અકબરની પોતાની રીતભાત વિશે શું જાણો છો?

ઉ૦ એશીઆમાં જે મોટા રાજા થયા છે. તેમાં સૌથી સરસ અકબર ગણાય છે. તે મળતાવડો અને મીઠો હતો ખાવા પીવાને મોજ મ-

જામાં ન પડતાં તંદુરસ્તી રહે એમ વરતતો બુદ્ધિ ચોખ્ખી રાખવાને વરસના કેટલાક ભાગમાં માંસહાર નહીં કરતો ને શરીરનું બળ સાચવવાને બાકીના દિવસોમાં માંસ ભક્ષણ કરતો. તેને ઉંઘ થોડી હતી; તેને શીકાર અને કસરત બહુ ગમતાં વખતે ઘોડો દોડાવતો ઘણા કોસ જતો ને ઘણી વાર એક દીવસમાં ૧૫-૨૦ ગાઉ ચાલતો.

પ્ર૦ રાજ કારભારમાં અકબરની વર્તણુક વિશે હેવાલ આપો?

ઉ૦ અકબરે સરકારી કામ કરવાના નિયમ ઠરાવ્યા હતા તે પ્રમાણે નીમેલા વખતે ખુબ લક્ષ દેઈ કામ બજાવતો પંડે હિંદી, સંસ્કૃત. અને ફારશી ભાશાઓ શીખ્યો હતો. વિદ્યા, કવિતા, અને ઈતિહાસ વિગરે પુસ્તકો વાંચતો તથા હરેક વિદ્વાને ઉતેજન આપતો ધર્મ સામંધી ખોળ કરવાનો તેને શોખ હતો તેની હજુરમાં ભણેલા બ્રાહ્મણો, મુલાં, ગોરજી અને પાદરી વીગરે ધર્માચાર્ય હતા. તે પરમેશ્વર એકલાને માનતો. હીંદુ મુસલમાનમાં ભેદ તના વેરા કાઢી નાંખા જુલમ રદ કર્યો, તેણે ખેતરો મપાવ્યાં ને વિઘોટી ઠરાવી નાક કાન કાપવાની જંગલની સજા રદ કરી ગુલામ કરવાનો રીવાજ કાઢી નાંખ્યો. સતી થવાનો ચાલ બંધ કર્યો, પછી બાળ લગ્ન કરવાનો તથા યગ્નમાં પશુ હોમવાનો ચાલ પણ બંધ કર્યો ને પુનઃલગ્નની રજા આપી તેણે રાજના ૧૮ પ્રાંત અથવા સુબા ઠરાવ્યા. દરેક પ્રાંતના અથવા સુબાના ઉપરીને સુબેદાર કહેતા.

પ્ર૦ અકબરના મરણ પછી કોણ ગાદીએ બેઠું ને કયારે?

ઉ૦ ૧૬૦૫ માં તેનો પુત્ર સલીમ અથવા જાંહાંગીર.

પ્ર૦ જહાંગીર ગાદીએ બેઠો તે વખતે તેને કોણ નડયું?

ઉ૦ તેના દીકરા ખુશરૂએ પણ તેને પકડી કેદ કર્યો.

પ્ર૦ જહાંગીરનો કીયો દીકરો બાહાદુર હતો? ને તે શાથી વખાણાયો?

ઉ૦ શાહજહાં તેણે દક્ષિણ દેશ વશ કરયો તથા ઉદેપુરના રાણાને નરમ પાડી પ્રખ્યાત થયો-

પ્ર૦ મોબતખાં તથા શાહજહાં પાદશાહની સામે કેમ થયો?

ઉ૦ નુરજહાંની શીખવણીથી પાદશાહને એ બે યોધ્યાને અણબનાવ થા

લતો હતો

પ્ર૦ જહાંગીરશાહનામાં કેવા ગુણ હતા?

ઉ૦ સમજણ સદભાવ ઇનસાફી પણ દારૂડીઓ ને આકળો હતો. તો પણ એના વખતમાં તમાકુ પીવાનો ચાલ નીકળ્યો હતો તે બંધ કરવાને એણે મેહેનત કરી હતી.

પ્ર૦ નુરજહાં કોણ હતી અને તેને સલીમ શી રીતે પરણ્યો?

ઉ૦ કોઇ ગરીબ ઇરાની ઉમરાવની જુવાન અને રૂપાળી બેટી હતી તેના રૂપથી મોહીત થઇ. જહાંગીરે તેને પરણવાને ઇચ્છ્યું. પણ અકબરે તેને કોઇ ઉમરાવને પરણાવી પછી જ્યારે સલીમ ગાદીએ બેઠો ત્યારે તે અમીરને મારીને પોતે પરણ્યો. અને તેનું નામ નુરજહાં પાડ્યું.

પ્ર૦ આ પાદશાહસાથે વેપાર વિશે કરાર કરવાને વિલાયતથી કોણ આવ્યું હતું?

ઉ૦ ઇંગલાંડના પાદશાહે ૧૬૧૫માં સરટામસરો નામે વકીલને મોકલ્યો હતો.

પ્ર૦ સલીમના રાજ્યમાં કોણે બળવા કીધા હતા?

ઉ૦ તેના દીકરા શાહજાંએ તથા તેના સરદાર મોહોબતખાંએ.

પ્ર૦ સલીમ કઇ સાલમાં મરી ગયો ને તેની પછી કોણ ગાદીએ બેઠો?

ઉ૦ તે ૧૬૨૭માં મરી ગયો ને તેની પછી તેનો દીકરો શાહજાંહાં ગાદીએ બેઠો?

પ્ર૦ શાહજાંહ ગાદીએ બેસતાંજ શાં ક્રૂર કામ કર્યા?

ઉ૦ તેણે પોતાના દુધ ભાઇ શેરીઆને મારી નાંખ્યો તથા પોતાના કુંવરો શિવાય બાબરની વંશના બધા શાહજાદાને મારી નાંખ્યા.

પ્ર૦ શાંહજહાં ગાદીએ બેઠા પછી તેને કયાં કયાં લડાઇઓ કરવી પડી?

ઉ૦ ખાનજહાન લોદીને પાંશરો કરતાં અહમદ નગરને ખાલસા કર્યું તથા તેને મદદ કરનારા વિજાપુર અને ગોવલકાંડાના રાજ્યોને ખંડીયાં કર્યાં ઇ.સ ૧૬૩૭ પોર્તુગીજના બંગાળામાં થાણાં હતાં તે લેઇ લીધાં તથા ઇરાન કંદહાર તથા બલ્ખ વિગરે ઘણી સ્વારીઓ કરી પણ નિષ્ફળ ગઇ પણ અલીમર્દન નામે સિલ્પશાસ્ત્રી સરદાર એ-

ના તાબામાં આવ્યો હતો.

પ્ર૦ શાહજાંહને કેટલા કુંવર હતા ને કેવા હતા?

ઉ૦ દારા; શુજા; ઔરંગઝેબ ને મુરાદ એ નામના ચાર કુંવરો હતા તે માં દારા શુરો, ભોળો ને ઉદાર પણ અવિચારી હતો શુજા બાયલો અને વિષઇ હતો, ઔરંગઝેબ બુદ્ધિવાન. રૂપાળો અને યુદ્ધમાં ચતુર હતો પણ અતી લોભી દગલબાજ ને ધર્માંધ હતો, મુરાદ બાહાદુર પણ કમ અકલનો અને વિષઇ હતો.

પ્ર૦ ઔરંગઝેબ મુરાદને દારા સાથે લડવામાં શી રીતે મદદમાં લીધો?

ઉ૦ એણે મુરાદને એવું સમજાવ્યું કે મારે તો મકકે જઇ ભજન કરવા માં વખત ગુજારવોછે. પરંતુ પ્રથમ તારી કુમકે આવી નાસ્તિક દારાને અને તેના કાફર સેનાપતિ જસવંતસંઘને જીતીને તને ગાદી અપાવવી છે આ વાત મુરાદે ખરી માનીને તેની મદદે ગયો,

પ્ર૦ દારાએ બંનેની સામા લડવાને કોને મોકલ્યા, લડાઇ કયાં થઇ ને તેમાં શું થયું?

ઉ૦ તેણે પોતાના સરદાર જસવંત સિંઘને મોકલ્યો હતા અને ઉજન આગળ લડાઇ થઇ તેમાં જસવંતસંઘ હાર્યો (૧૬૫૭) માં.

પ્ર૦ આગ્રા અને કાશી આગળ કોનાં કોનાં યુદ્ધ થયાં?

ઉ૦ ૧૬૫૭ માં કાશી આગળ દારાએ સુઝાને હરાવ્યો અને દારાને ઓરંગઝેબે હરાવ્યે

પ્ર૦ ઔરંગઝેબે શીરીતે દિલ્હીજઇ પોતાની દુવાઇ ફેરવી

ઉ૦ ઔરંગઝેબે પોતાના ભાઇ મુરાદને અને પોતાના બાપ શાહજાહને કેદ કરી ૧૬૫૮ માં દિલ્હી જઇ પોતાની દુવાઇ ફેરવી,

પ્ર૦ શાંહજાંહ કઇ સાલમાં મરી ગયો?

ઉ૦ ૧૬૬૮ માં મરી ગયો.

પ્ર૦ શાહજાંએ કયાં પ્રખ્યાત કામ કરાવ્યાં?

ઉ૦ મૌરાસન અને તાજમેહેલ એ બે બંધાવ્યાં છે.

પ્ર૦ શાહજાંના રાજ્યમાં રાજા પ્રજા કેવાં હતાં?

ઉ૦ રાજ્યમાં ૨૪ કરોડ રોકડને બીજી મિલકત ઘણી શિલક હતી તથા પ્રજા ઉપર હેત રાખતો તેથી પ્રજા સુખી હતી પાદશાહ ઇન-

સાફી તથા સારા ગુણવાન તથા હોંશીયાર કારભારી રાખતો.

પ્ર૦ ઔરંગજેબે ગાદીએ બેસતાં શી ક્રુરતા કરી?

ઉ૦ પોતાના ભાઈભત્રીજાઓનો સંહાર કરીને તેમના કુટંબ ને કેદ કર્યાં

પ્ર૦ કતવાની લડાઈ કોની કોની વચ્ચે ને કેઈ સાલમાં ને તેનુ પરીણામ શું થયું?

ઉ૦ ૧૬૫૯ માં સુજા અને ઔરંગજેબ વચ્ચે થઈ તેમાં સુજા હાર્યો.

પ્ર૦ ઔરંગજેબના રાજમાં તેની હીંદુ પ્રજા શા કારણથી ના રાજી થઈ?

ઉ૦ આ પાદશાહે હિંદુઓને બળાત્કારે વટલાવવાનો પ્રયત્ન કર્યો, મુર્તીપુજકોનો ઓચ્છવ, ધર્મ સંબંધી વરઘોડા ને બીજા ડોળ ડમાળ અટકાવ્યા હિંદુઓની જાત્રામાં વેચવાના માલ ઊપર વેરો નાંખ્યો, હિંદુઓ પાસેથી મુસલમાન કરતાં બમણો કર લેવા માંડ્યા ને તેમ ને સરકારી નોકરીમાંથી બાતલ કીધા. તેણે બધા હિંદુઓ ઉપર જજીઆ વેરો નાંખ્યો.

પ્ર૦ આલમગીરને હિંદને પીડવાથી શી આપદા પડી?

ઉ૦ સઘળા રજપુતો જસવંતસંગની રાણી તથા બાળકોને આલમગીરે પકડવાની કોશીશ કરવાથી તેની વીરુદ્ધ થયા ને અકબરથી શાહજહાં સુધી જે રજપુતો આફ્રીનથી મદદ કરતા હતા તે મદદ ઓ ઇ એટલુંજ નહી પણ પંજાબમાં ગુરૂગોવીંદ શીખ પંથ ઉભો કર્યો તે પણ આગળ તેને તથા તેના વંશજોને નડયો. ને દક્ષિણમાં શીવાજી માહારાજને મરાઠાને ઉષ્કેરી તેનો સામે થયો. ને મરેઠા એને કદી પણ વશ ન થતાં ભારે દુઃખ દેવા લાગ્યા.

પ્ર૦ આલમગીર ઘડપણમાં કેમ દુઃખી થયો?

ઉ૦ મરાઠા વશ નહોતા થતા તેથી તથા કુંવરો તથા સરદારો ઉપરના અણવીશ્વાસથી તથા કુવરો મારી પાછળ રાજ માટે વઢી મરશે ને મારી પાછળ આ રાજ્ય ધુળધાણી થશે. તથા પીતા દ્રોહથી તથા કુટંબઘાત કરેલાં તેથી પરમેશ્વરને શો જવાબ દેવો એવા ઘણા વિચારો થવાથી દુઃખી થયો.

પ્ર૦ ઔરંગજેબ કેટલા વરસની ઉમરે ને કઈ સાલમાં મરણ પામ્યો?

ઉ૦ ઈ૦ સ૦ ૧૭૦૭ માં ૮૦ વરસની ઉમરે અહમદનગરમાં મરણ પા-

ભ્યો

પ્ર૦ અકબર અને આરંગઝેબની ચાલ ચલગત સરખાવો?

ઉ૦ બુદ્ધિ દ્રઢતા અને ઉદ્યોગમાં એબે સરખા હતા બીજી બધી વાતે તેઓ ઉલટા હતા અકબર મોટા મનનો ને ઉદાર, ઔરંગઝેબ સાંકડા મનનો ને કપટી અકબર સમદ્રષ્ટી રાખતો ઔરંગઝેબ પક્ષપાતી ને પાપી હતો. અકબર જીતેલા શત્રુ ઉપર દયા કરી તેને દોસ્ત કરી લેતો. ઔરંગઝેબ તેના ઉપર ક્રુરતા કરી વેર વધારતો. અકબર સત્ય ને સારી યુકિતથી કામ કરી લેતો, ઔરંગઝેબ કપટ અને કાવતરાથી પોતાનો હેતુ પાર પાડતો.

પ્ર૦ મુસલમાની મોટા ગ્રંથોનાં ને તેગના બનાવનાર સાથે નામ લખો?

ઉ૦ ગીજનીના સુલતાન મહમુદના દરબારના મોટા ડાહ્યા ફરદુશીએ શાહનામુ એવી ચોપડી લખી અહમદનગરના પાદશાહના દરબારમાં ફિરિસ્તાહ નામે મોટો ઇતિહાસ બનાવ્યો છે તેમાં ઇ૦ સ૦ ૯૭૫ થી તે ઇ૦ સ૦ ૧૬૦૫ સુધી હકીકત છે, બાબરે સ્વજીવન ચરીત્ર પોતાની તુરકી ભાષામાં લખી ફારશીમા તેનો તરજુમો કર્યોછે. અકબરના મુખ્ય વજીર અબુલફાજલે એન. ઇ, અકબરી નામે ઇતિહાસ તથા અકબરનામું અને જીવન ચરીત્ર લખ્યાં તેના ભાઇ ફૈજીએ સંસ્કૃત ભણી મહાભારત વિગરે સંસ્કૃત પુસ્તકોનો ફારશી ભાષામાં તરજુમો કર્યા આલમગીરનો ઇતિહાસ કાફીખાંએ લખ્યો મિરાતે અહુમદી નામે ગુજરાતી ઇતિહાસ ફારસીમાં લખ્યો.

---

## પ્રકરણ ૧૦ મું.

પ્ર૦ ઔરંગઝેબને કેટલા દીકરા હતા ને તેનાં નામ શાં?

ઉ૦ મોઆજીમ, આજીમ અને કામબક્ષ એ ત્રણ છોકરા હતા.

પ્ર૦ ઔરંગઝેબે મરતી વખતે કોને રાજ્ય આપવાનો હુકમ કર્યો હતો ?

ઉ૦ તેના ત્રણ છોકરાઓ વચે રાજ્ય વેંહેંચી આપવાનો હુકમ કર્યો હતો.

પ્ર૦ તેનો આ હુકમ કેમ ન મનાયો?

ઉ૦ તેના ત્રણ છોકરાએ રાજ્ય વહેંચી લેતાં માંહો માંહે લડ્યા તેમાં

આજમ અને કામબક્ષ માર્યા ગયા.

પ્ર૦ ઔરંગઝેબ પછી ગાદીએ કોણ આવ્યું?

ઉ૦ તેનોદીકરો મોઆજ્મ બહાદુરશાહ નામે ધારણ કરી ગાદીએ બેઠો.

પ્ર૦ ઔરંગઝેબ પછી થએલા સાત પાદશાહાઓનાં સાલવાર નામ લખો

ઉ૦ બાહાદુરશાહ (શાહ આલમ) ૧૭૦૭ થી ૧૭૧૨ ૫ વરસ સુધી. જાંહાંદારશાહ ૧૭૧૨ થી ૧૭૧૩ ૧ વરસ સુધી ત્યાર પછી ત્રણ નામના પાદશાહ થઇ ગયા. પણ તે લખવાની જરૂર નથી [ ૩ ] ફરૂકશીઅર ૧૭૧૩ થી ૧૭૧૯. ૬ વરસ સુધી (૪) મહમુદશાહ ૧૭૧૯ થી ૧૭૪૮, ૨૯ વરસ સુધી (૫) અહમદશાહ ૧૭૪૮ થી ૧૭૫૪, ૬ વરસ સુધી.

પ્ર૦ આ બાહાદુરશાહ પછી ગાદીએ કોણ આવ્યું ને તે કોની મદદથી?

ઉ૦ જુલફીકારખાં નામે સરદારની મદદથી એનો વરો દીકરો જાંહાંદાર શાહ ગાદી બેઠો.

પ્ર૦ આગ્રાની બીજી લડાઇ કોની કોની વચ્ચે થઇ ને કઇ સાલમાં?

ઉ૦ ૧૭૧૩ માં જાંહાંદારસાહ અને તેના ભત્રીજા ફરૂકશીયરની વચ્ચે થ-ઇ તેમાં જાંહાંદારશાહ હારયો.

પ્ર૦ ફરૂકશીયર આ લડાઇ કોની મદદથી જીત્યો?

ઉ૦ બાહારના સુબેદાર સૈયદ હુસેનઅલી અને અલ્લાહાબાદના સુબેદાર સૈયદ અબદુલની મદદથી.

પ્ર૦ જાંહાંદારશાહની પછી કોણ ગાદીએ બેઠો?

ઉ૦ તેનો ભત્રીજો ફરૂકશીઅર ૧૭૧૩માં બેઠો.

પ્ર૦ ફરૂકશીયરના રાજ્યનો બધો રાજ્યકારભાર કોના હાથમાં હતો?

ઉ૦ તેના પેલા બે મદદગારો સૈયદ હુસેન અને સૈયદ અબદુલાના હા હાથમાં હતો.

પ્ર૦ આ પાદશાહને જોધપુરના પાદશાહ જોડે લડાઇ ચાલતી હતી તે કેમ માંડી વાળવામાં આવી?

ઉ૦ જોધપુરના રાજાની કુવરીને તે પરણે એવી સરતથી માંડી વાળવામાં આવી.

પ્ર૦ ડોકટર હેમીલટન વિષે તમે શું જાણો છો?

ઉ૦ કલકતેથી ઇંગ્રેજી વકીલો પાદશાહને અરજ ગુજારવાને આવ્યા હતા તે વકીલોની સાથે હેમિલ્ટન નામે ડોકટર હતો હવે પાદશાહ જોધપુરના રાજાની કુંવરી પરણવાનો હતો તેવામાં તે માંદો પડ્યો; તેથી લગનમાં ઢીલ થઇ. ડોકટર હેમિલ્ટને ઓસડ આપી, તેને સાજો કરયો. ને તરત લગન થયાં ડોકટરને ઇનામ માગવાનુ કહ્યું, ત્યારે તેણે ઇસ્ટ ઇંડીયા કંપનીને માટે બંગાળાના ૩૭ તાલુકાની જમીનદારી માગી લીધી, અને તેમના માલઉપર હાંસલની માફી માગી લીધી.

પ્ર૦ ફરૂકશીઅરનુ મોત શી રીતે થયુ?

ઉ૦ સઇયદ હુસેનઅલીએ મારી નાંખ્યો.

પ્ર૦ શાહજહાંના મોરાસન ઉપર છેલ્લુ બેસનાર અને છેલ્લુ કોહીનુર પહેરનાર કોણ હતુ?

ઉ૦ મહમુદશાહ.

પ્ર૦ શાહાપુરની લડાઇ કોના વચે થઇ અનેકયારે થઇ?

ઉ૦ ૧૭૨૦માં સૈયદ અબદુલાની અને નિઝામની વચ્ચે થઇ તેમાં સૈયદ અબદુલ્લા હારયો.

પ્ર૦ ફરૂકસીયર પછી કોણ ગાદીએ બેઠુ?

ઉ૦ મહમુદશાહ.

પ્ર૦ નાદીરશાહ કોણ હતો?

ઉ૦ એ ઇરાનનો શાહ હતો; તે મોગલને હરાવી દિલ્હીમાંઆવ્યો; પ્રથમ તેણે પાદશાહ અને રૈયત ઉપર રેમ નજર બતાવી; પણ દિલ્હીના લોકોએ તેના સિપાઇઓને મારવા માંડયા; તેથી તેણે દિલ્હીમાં કતલ ચલાવવાનો હુકમ કીધો. આથી લાખો માણસના જીવ ગયા ઇ૦ સ૦ ૧૭૩૮.

પ્ર૦ મહમદશાહ પછી કોણ ગાદીએ આવ્યું?

ઉ૦ તેનો દીકરો અહમદશાહ.

પ્ર૦ અહમદશાહની કેવી દુરદશા થઇ?

ઉ૦ આ પાદશાહ ઘણો નબળો હોવાથી ગાજીઉદીનની સલાહથી અમીરોએ તેને ગાદીએથી ઉઠાડી મૂકયો, આંધળો કરયો, અને કેદમાં

પુરયો; ત્યાં તે મરી ગયો. સન ૧૭૧૪ માં.

પ્ર૦ અહમદશાહ પછી થનાર પાદશાહનાં સાલવાર નામ લખો.

ઉ૦ | | વરસ રાજ કરયું,
--- | --- | ---
આલમગીર બીજો | ૧૭૫૪ થી ૧૭૫૯ | ૫
શાહઆલમ | ૧૭૫૯ થી ૧૮૦૬ | ૪૭
અકબર બીજો | ૧૮૦૬ થી ૧૮૩૭ | ૩૧
મહમદ બાહાદુરશાહ | ૧૮૩૭ થી ૧૮૫૭ | ૨૦

પ્ર૦ શક્કરનો લડાઇ કોની કોની વચે ને કયારે થઇ?

ઉ૦ ૧૭૨૪ માં થઇ તેમાં નીજામ ઉલમુલ્કે મુબારકખાનને હરાવ્યો.

પ્ર૦ મોગલાઇ પાદશાહનો અંત શી રીતે આવ્યો?

ઉ૦ મોગલવંશનો છેલો પાદશાહ મહમદ બાહાદુરશાહ ઇંગરેજના રક્ષણ માં હતો, તે છતાં ૧૮૫૭ ના બળવામાં સામેલ થઇ ઇંગરેજનાં ખુન કરયાં, તેથી તેને દેશનીકાલ કીધો અને તેના વંશજોને તોપને ગોળે ઉરાડી નાંખ્યા આથી મોગલ પાદશાહીનો અંત આવ્યો.

પ્ર૦ સઘળા મુસલમાન રાજમાં કયો વંશ મુખ્ય ને તે શાથી?

ઉ૦ મોગલ વંશ મુખ્ય નેતેમાં સતર પાદશાહ થયા. તેમાં છ તો પ્રતાપી પાદશાહ હતા ને તેમણે ઇ૦સ૦ ૧૫૨૬ થી ઇ૦સ૦ ૧૮૫૮ સુધી રાજ કરયું. ને તે અકબર પાદશાહને લીધે શ્રેષ્ઠ ગણાય છે.

પ્ર૦ મુગલ વંશ શાથી પડી ભાગ્યો?

ઉ૦ જે છ મહાન પાદશાહ થયા. તેમાં ઘણાએ રઇયતને રાજી રાખી ને જુલમ ન કરતાં પોતે પોતાના શોખ સારૂ મેહેલો, મશીદો, રોજા, મીનારા, નેહેરો વીગરે કરાવ્યું. ને લાખો રૂપીઆ ખરચ્યા. પણ તેમાં સ્વદેશ હિતકારી તો એકલો અકબર થયો. તથાપી આલમ ગીરે (ઐારંગજેબે) રઇયત ઉપર ધર્માંધપણાથી અન્યાયને જુલમ કરી કુળને લાંછન લગાડયુ. ને આખરે ધર્માંધપણાથી તથા તે વંશ જો નબળા હોવાથી મુગલાઇ પડી ભાગી.

પ્ર૦ મુગલઇ ભાગતાં કયાં કયાં રાજયો ઉભાં થયાં?

ઉ૦ અયોધ્યા, બંગાળા, નિજામ. એ સુબેદારો સ્વતંત્ર થયા, શીખ લોકો રાજ મેળવી બળવંત થયા. મ્હૈસુરમાં હેદરઅલી થયો ને

દક્ષિણ તથા બંગાળામાં ઇગરેજો તથા ફ્રેંચોએ રાજ મેળવ્યું ખરેકા તો ખરેખર જોરમાં આવ્યા પણ એમને લુટ શિવાય રાજ કરવા ના ગુણ ન હોવાથી જલદી પાયમાલ થયા.

---

## પ્રકરણ ૧૧ મું

પ્ર૦ માલોજી કોણ હતો?

ઉ૦ દોલતાબાદની પાસે વેરોળ દેશનો માલોજી હતો તે અહમદનગરના પાદશાહ મલીકંબરના લસ્કરમાં ૫૦૦૦ સ્વારોનો નાયક હતો.

પ્ર૦ માલોજીના દીકરાનુ નામ શું?

ઉ૦ શાહાજી.

પ્ર૦ શાહાજીને કયાં કયાં જાગીરો હતી?

ઉ૦ (૧) સતારાની દક્ષિણે (૨) તંજાવરમાં.

પ્ર૦ શાહાજીના દીકરાનુ નામ શું ને તેનુ બાળ ચરીત્ર લખો?

ઉ૦ શાહાજીનો છોકરો શીવાજી ૧૬૨૭માં જનમ્યો હતો. શીવાજી પોતાની મા પાસે સતારાની દક્ષિણમાંની જાગીરમાં રહેતો હતો તેને ઉછેરવાની મદદ કરવાને શાહાજીએ દાદાજીકાંડે નામે બ્રાહ્મણને રાખ્યો હતો, શીવાજી વાંચતાં લખતાં શીખ્યો નહીં, પણ ઘોડા દોડાવતાં અને તીર, તરવાર, બરછી વિગરેનો ઉપયોગ કરતાં શીખ્યો દાદાજી કાંડેના બોધથી તેનામાં હિંદુ જાતનુ અભીમાન આવ્યુ; તેથી મુસલમાની રાજ તોડીને હિંદુ રાજ સ્થાપવાનો શીવાજીએ મનસુબો કરયો.

પ્ર૦ હિંદુસ્તાનમાં હિંદુરાજ સ્થાપવાની ગોઠવણમાં શીવાજીએ પેહેલવેહેલાં પરાક્રમ શાં કરયાં?

ઉ૦ બિજાપુરના કેટલાક કિલ્લા તેણે જીત્યા, અને તેમાંથી ફન મળ્યું; તેના બીજા કિલ્લા બાંધ્યા.

પ્ર. સીવાજીને ખાળવાને બિજાપુરના પાદશાહે શું કરયું?

ઉ. બિજાપુરના સરકારે તેના બાપ શાહાજીને કેદ કરયો, પણ શીવાજીએ હિંદુસ્તાનના પાદશાહ શાહજહાંની મદદથી તેને છોડાવ્યો.

પ્ર. શીવાજીએ શું દગલબાજીનુ કામ કરયું?

ઉ૦ બિજાપુરના પાદશાહે શીવાજીનો નાશ કરવાને અફજલખાંન નામે સરદારને મોટી ફોજ સાથે મોકલ્યો હતો, તે સરદાને સીવાજીએ છેતરીને પ્રતાપગઢનીપાશે ડુંગરી કીલ્લામાં એકલો તેડી બોલાવી મારી નાંખ્યો.

પ્ર૦ આ પછી શિવાજીના રાજનો વીસ્તાર ક્યાં સુધી થયો?

ઉ૦ કલ્યાણથી ગોવા સુધી, ભીમા નદીથી વર્ધા નદી સુધી અને જંજીરા સુધીના મુલકનો ધણી થયો ઈ૦ સ૦ ૧૬૬૨.

પ્ર૦ શીવાજીએ પહેલવહેલું સુરત કઇ સાલમાં લુંટયુ?

ઉ૦ ઈ૦ સ૦ ૧૬૬૩ માં.

પ્ર૦ તે રાજાની પદવી ધારણ કરીને ગાદીએ કયારે બેઠો?

ઉ૦ તેના બાપ મુઆ પછી ઈ૦ સ૦ ૧૬૬૪માં તેણે રાજયપદ ધારણ કર્યું.

પ્ર૦ ઈ૦ સ૦ ૧૬૭૦ અને ૧૬૭૪ માં શાં શાં કામ કરયાં?

ઉ૦ ઈ૦ સ૦ ૧૬૭૦માં તેણે બીજીવાર સુરત લુંટયું. ઈ૦ સ૦ ૧૬૭૪ માં રાજ્યાભિશેક કરાવી મહારાજાધીરાજ પદ ધારણ કરી બહુ દાન કરયું.

પ્ર૦ શીવાજી કેઇ શાલમાં મરી ગયો?

ઉ૦ ઈ૦ સ૦ ૧૬૮૦ માં મરણ પામ્યો.

પ્ર૦ મરેઠા રાજાઓનાં સાલ સાથે નામ લખો.

ઉ૦ શીવાજી ૧૬૬૪. સંભાજી ૧૬૮૦. રાજારામ ૧૬૮૯ શીવાજી બીજો ૧૭૦૦ શાહુ ૧૭૦૮ રામરાજા ૧૭૪૮. શાહુ બીજો ૧૭૭૭ પ્રતાપશીંહ (બાળાસાહેબ) ૧૮૧૮ શાહાજી (આપાસાહેબ) ૧૮૪૦ થી ૧૮૪૮ રાજ કરયું.

પ્ર૦ શીવાજીનો છોકરો સંભાજી કેવી ચાલનો હતો?

ઉ૦ તે ઘણો નિર્દય અને વિષયમાં ગરક થઇ ગયો હતો.

પ્ર૦ સંભાજીની શી વલે થઇ?

ઉ૦ ઔરંગજેબે તેના રાજ ઉપર ચઢાઇ કરીને તેને કેદ કરી લીધો અને મારી નંખાવ્યો.

પ્ર૦ શીવાજીના વખતપી મુખ્ય પ્રધાનોનાં નામ શાં કેહેવાતાં?

ઉ૦ પેસ્વા.

પ્ર૦ સંભાજીના પેસ્વાનું નામ શું?

ઉ૦ બાલાજી વીશ્વનાથ.

પ્ર૦ પેસ્વાઇ રાજાઓના સાલ વાર નામ લખો?

ઉ૦ બાલાજી વીસ્વનાથ ૧૭૧૪ બાજીરાવબલ્લાલ ૧૭૨૦ બાલાજી બીજો ૧૭૪૦ માધવરાવ ૧૭૬૧ નારાયણરાવ ૧૭૭૨ સવાઇ માધવરાવ ૧૭૭૪ બાજીરાવ બીજો ૧૭૯૫ થી ૧૮૧૮ સુધી.

પ્ર૦ મરાઠી રાજના બે ભાગ શાથી થયા ને તે કયાં કયાં?

ઉ૦ સંભાજી પકડાયા પછી તેના ભાઇ રાજારામના વંશમાં રાજ ગયું હતું. પણ સંભાજીનો દીકરો શાહુબાદશાની કેદમાંથી આવી રાજ પાછું મેળવતાં શાહુએ સતારામાં ગાદી કરી ને રાજારામના વંશજે એ કોલાપુરમાં ગાદી કરી.

પ્ર૦ પેશ્વા ધણી રાણી કેમ થયા?

ઉ૦ શાહુ મુગલાઇ પાદશાહના દરબારમાં ભણી ગણી મોટો થયો હતો તેથી સઘળી રીતભાત મુગલોની શીખી મોજ શોખમાં પડેલો હતો. તેથી તેનો બાલાજી પેશ્વા જે કરે તે થાય એમ થયું હતું પણ તે પેસ્વાએ સારી રીતે રાજ્ય આબાદ કીધું. ને પોતાની જાતનાને નોકરીમાં રાખી પોતાનું બળ વધારયું. આગળ જતાં શાહુના વંશજો નામના રાજા કહેવડાવવા લાગ્યા. ને ખરેખર પેસ્વા રાજા થઇ પડયા.

પ્ર૦ શાહુ રાજાની ફોજનો સરદાર કોણ હતો?

ઉ૦ ખંડેરાવ ડાભાડે.

પ્ર૦ દામાજી ગાયકવાડ કોણ હતો. ને તે વિશે તમે શું જાણો છો?

ઉ૦ ખંડેરાવ ડાભાડેની ફોજમાં દામાજી ગાયકવાડ નામે શુરો અમલદાર હતો. તેની ચાકરીથી રાજી થઇ શાહુએ તેને સમશેર બાહાદુરનો ખીતાબ આપ્યો તથા ઉપ સેનાપતીની જગા આપી. એ દામાજી ગાયકવાડનું કુળ હાલ વડોદરામાં રાજ્ય કરે છે.

પ્ર૦ બાજીરાવ પેસ્વા વિશે શું જાણો છો?

ઉ૦ મરાઠી રાજ્યમાં એના શિવાજી મહારાજ જેવો કોઇ થયો નથી. એણે ચોથ સરદેશ મુખી ઘાસ દાણા, લુંટ, વિગરે મેળવ્યું. એટલુંજ

નહી પણ તેની ચાલાકીના વખતમાં ગરીબ લોકોમાંથી સિંધીઆને હોલકર જેવા બાહાદુર નરો ઉપર નિકળી આવ્યા બાજીરાવમાં પણ રાજ કરવાના ગુણ નહોતા. પણ આખા ભરતખંડના ધણી થવાની મરજી હતી. તેથી એણે મોટાં મોટાં ભાષણો આપી સરદારોને તથા રાજાને ઉસ્કેરી મોટી લડાઇઓ ચલાવી.

પ્ર. બાજીરાવે કયાં કયાં લડાઇઓ ચલાવી?

ઉ. માળવા, ગુજરાત, ને છેલ્લે પાદશાહ તથા નિજામ સાથે ને તેમાં સઘળાને હરાવ્યા તેમજ પોરતુગીજ સાથે લડાઇ કરી વસાઇ જીતી કોકણ જીતી લીધુ.

પ્ર. હોલકર અને સિંધીઆના વંશના સ્થાપનાર કોણ?

ઉ. ઇંદોરમાં હોલકરનો વંશ સ્થાપનાર રાણોજી સિંધીઆ હતો.

પ્ર. ડભોઇની લડાઇ કોની કોની વચ્ચે થઇ અને તેનુ પરીણામ શું થયું?

ઉ. ઇ. સ. ૧૭૩૪ માં બાજીરાવે ખંડેરાવ ડાભોડેને હરાવ્યો.

પ્ર. તે વખતે કયાં કયાં કોનાં રાજ્ય હતાં?

ઉ. ૧. પુનામાં રાજધાની કરી પેસ્વા કુલ અખતીયાર ચલાવવા લાગ્યા ૨.રઘુજી ભોસલાનુ વરાડમાં રાજ ૩.ધારમાં આણંદરાવના કુંવરનુ રાજ ૪. વડોદરામાં પીલાજીના પુત્ર દામાજી ગાયકવાડનુ રાજ ૫. ઇંદોરમાં મલ્હારરાવ હોલ્કરનુ રાજ ૬. ગોવાલીયરમાં રાણોજી સિંધીઆના દીકરા જયાપા સીંધીઆનુ રાજ ૭. અકલકોટમાં ફતેહ સંગનુ રાજ ૮. કોલાપુરમાં શાહુના પિત્રાઇ ભાઇ સંભાજીનુ હતુ.

પ્ર. બીજા શાહુએ કેઇ સાલમાં પેસ્વાથી સ્વતંત્ર થવાનો યત્ન કરયો?

ઉ. સન ૧૮૦૧ માં.

પ્ર. આ સબબથી પેસ્વાએ શાહુનુ શું કરયુ?

ઉ. પેસ્વાએ તેનુ રાજ છીનવી લઇ તેને અને તેના બે દીકરા નામે બાળાસાહેબ અને આપાસાહે એ ત્રણેને કેદ કરયા.

પ્ર. પેસ્વાનુ રાજ કોણે અને કેઇસાલમાં જીત્યુ?

ઉ. ઇ. સ. ૧૮૧૮ માં ઇંગરેજે જીતીને બાળાસાહેબ (પ્રતાપસીંધ) ને સતારાની ગાદીએ બેસાડીને કેટલોક મુલક આપ્યો.

પ્ર. બાળાસાહેબને ગાદીએથી કેમ ઉઠાડી મુકયો; ને તેની પછી કોને

ગાદી આપી?

ઉ. તેના ઉપર ફીતુરનો વહેમ આવવાથી તેને ઉઠાડી મુક્યો, ને તેની પછી તેના ભાઈ આપાસાહેબને ગાદીએ બેસાડયો.

પ્ર. આપાસાહેબ મરી ગયા પછી રાજનુ શું થયુ?

ઉ. ઇંગરેજ સરકારે રાજ ખાલસા કરી લીધુ ને તેના દત પુત્ર રાજા સાહેબને ૫૦,૦૦૦ રૂપીઆનુ પેનશન બાંધ્યુછે પણ તે રાજા કહેવાતો નથી.

પ્ર૦ પાણીપતની પાંચમી લડાઈ કોની કોની વચે થઈને તેમાં શો પરીણામ થયો?

ઉ૦ અહમદ દુરાની અને વિસ્વાસરાવની વચે ઈ. સ. ૧૭૬૧ માં થઈ તેમાં વિસ્વાસરાવ હાર્યો.

---

## પ્રકરણ ૧૨ મુ

પ્ર૦ ત્રીંબકરાવ મામા, હરીપંથ, રામ શાસ્ત્રી, સખારામ બાપુ અને નાના ફડનવીશ નામે પ્રખ્યાત પૂરૂશોનો કોના રાજ્યમાં ઉદયથયો?

ઉ૦ પહેલા માધવરાવ પેશ્વાના વખતમાં.

પ્ર૦ ડભોઈ તથા અમદાવાદ કયા સરદારે જીત્યાં ને કઈ સાલમાં?

ઉ૦ ગાર્ડ સરદારે ૧૭૮૦ માં જીત્યાં.

પ્ર૦ સાલબાઈનુ તહનામુ કોની કોની વચે ને તેમાં શી સરતો થઈ?

ઉ૦ સાલબાઈનુ તહનામુ ૧૭૮૨ માં ઇંગરેજ અને મરેઠા વચે થયું તેમાં એવા કોલકરાર કર્યા કે મરેઠાનો મુલક ઇંગ્રેજોએ પાછો આપવો ઇંગ્રેજ તથા પોરતુગીજ સિવાય બીજી કોઈ યુરોપીઅન પ્રજાને મરાઠી રાજ્યમાં રાખવી નહીં ભરૂચ સીંધીઆને આપવું, કર્ણાટકમાં હૈદરે જીતેલો મુલક પાછો આપવાને મદદ કરવી ને રાઘોબાને દર મહીને ૨૫૦૦૦ હજાર રૂપીઆનો પગાર પેશ્વાએ આપવો.

પ્ર૦ કર્દલાની લડાઈ કોની કોની વચે શાકારણથી ને શો પરીણામ થયો?

ઉ૦ નીજામે ચડેલી ખંડણી નહીં ભરી તેથી પેશ્વાએ તેના રાજ્ય ઉપર ચડાઈ કરી અને તેને તાબે થવાની જરૂર પાડી અને નીજામે પેશ્વાને ત્રણ કરોડ રૂપીઆ ને કેટલાક પ્રાંતો આપવા એવી સરતો

થઇ.

પ્ર૦ વસાઇનુ તહનામુ કોની કોની વચ્ચે અને તેની સરતો

ઉ૦ વસાઇનુ તહનામુ ૧૮૦૨માં ઇંગ્રેજ અને બાજીરાવ પેશ્વાવચ્ચે થયુ તેમાં એવા કોલ કરાર થયા કે બાજીરાવને ઇંગ્રેજે ગાદી પાછી આપાવવી અને તેના રાજનુ રક્ષણ કરવુ. એ માટે પુનાની પાસે ઇંગ્રેજ ફોજ રહે અને તેના ખરચ પેટે પેસ્વાએ દર વરસે ૨૬૦૦૦૦ લાખ રૂપીઆ ઇંગ્રેજને આપવા; સુરત ઉપર કશો દાવો રાખવો નહી; નીજામ તથા ગાયકવાડની વચ્ચે વાંધો ઉઠેતો તેની પંચાત ઇંગ્રેજે કરવી, ઈંગરેજને જે યુરોપીયન જોડે દુસ્મનાવટ હોય તેમને રાજમાં રાખવા નહી અને ઇંગલાંડના નિશકપટી મિત્ર રહેવુ.

પ્ર૦ પેસ્વાઇ અમલનો અંત કોના વખતમાં આવ્યો ને શી રીતે?

ઉ૦ બાજીરાવ પાછો ઇંગરેજ જોડે દગલબાજી કરી લડ્યો ત્યારે ૧૮૧૮ તેને હરાવીને ઇંગરેજોએ તેની ગાદી લઇ લીધી અને ૮૦૦૦૦૦ લાખનુ વરશાશન બાંધી આપી જેમ મલાવરાવને મદ્રાસ મોકલી દીધોછે તેમ તેને કનોજ પાસેનાબીઠુર ગામમાં રેહેવાને મોકલ્યો. આ રીતે પેસ્વાઇ અમલોનો અંત આવ્યો. ઇ. ૧૮૧૮માં

પ્ર૦ નીચેની બીનાઓ કઇ સાલમાં બની તે લખો નારણરાવ પેશ્વાનુ ખુન વારગામનુ તહનામુ સાલબાઇનુ તહનામુ માધવજીસિંધીઆનુ મરણ સવાઇ માધવરાવનો આતમઘાત અને સિંધીઆ અને હોલકરનુ યુદ્ધ?

ઉ૦ નારાયણરાવ પેસ્વાનુ ખુન ૧૭૭૨ માં વાર ગામનુ તહનામુ ૧૭૭૯ માં સાલબાઇ નુ તહનામુ ૧૭૮૨ માં, માધવજી સીંધીઆનુ મૃત્યુ ૧૭૯૪ માં, સવાઇ પેસ્વાનો આતમઘાત ૧૭૯૫ માં, અને સીંધીઆ અને હોલકર વચ્ચે યુદ્ધ ૧૮૦૦ માં થયું.

---

## પ્રકરણ ૧૩ મુ

પ્ર૦ ઇંગ્રેજોએ મુંબઇ. મદ્રાસ અને કલકત્તા નગર, શી રીતે વસાવ્યાં?

ઉ૦ પોર્તુગાલના રાજાએ પોતાની કુંવરી ઇંગ્લાંડના બીજા ચારલસ વેરે પરણાવી. તેની પેહેરામણીમાં એ બેટ ચારલસને આપ્યો. ચારલસે તે

બેટ પછી ઇસ્ટઇંડીઆ કંપનીને વેચાતો આપ્યો. ઇ० स० ૧૬૬૮ વિજયનગરના રાજાના ભાઇ પાસેથી જમીન વેચાતી લઇ ઇંગરેજોએ મદ્રાસ વસાવ્યું. ઇ० स० ૧૬૩૯. ઔરંગઝેબના વખતમાં મુગલ સરકાર પાસેથી કલકતા નામે ગામ ઇંગરેજોએ વેચાથી લીધું ને ત્યાં કીલ્લો બાંધ્યો, ને કલકતા વસાવ્યું. ઇ० स० ૧૬૯૬.

પ્ર० અંબુરની લડાનુ કારણ અને તેનો પરીણામ સાલ સાથે લખો?

ઉ० તંજાવરના મરેઠી રાજા પાસેથી ચંદા સાહેબે કેરીકલ બંદર છીનવી લીધુ તેથી રાયોજી અને મોરારીરાવ નામે મરેઠી સરદારોએ કરણાટકના નવાબ ઉપર ચડાઇ કરી, નવાબ દોસ્તઅલીને અંબુર આગળ હરાવ્યો; એ લડાઇમાં નવાબ મારયો ગયો; ઇ० स० ૧૭૪૪.

પ્ર० ઇંગરેજોને દેવીકોટા શી રીત મળ્યું?

ઉ० તંજાવરની ગાદી માટે બે ભાઇઓ લડતા હતા, તેમની વચમાં પડવાથી ઇંગરેજોને દેવીકોટા ઇ० स० ૧૭૪૮ માં મળ્યું.

પ્ર० વાંદેવાસની લડાઇ કાંની કાંની વચ્ચે કઇ સાલમાં અને શાં પરીણામ થયાં?

ઉ० ઇંગરેજ સરદાર કર્નલકુટે લાલી અને બુશી નામના ફ્રેંચ સરદારોને હરાવ્યા. ઇ० स० ૧૭૫૯.

પ્ર० નીચેની સાલોમાં કઇ કઇ બીનાઓ બની તે લખો? ૧૬૭૪, ૧૭૪૬ ૧૭૪૯, ૧૭૫૦, ૧૭૫૧, ૧૭૫૨, ૧૭૫૫, ૧૭૫૬, ૧૭૬૧.

ઉ० ૧૬૭૪ માં ફ્રેંચ લોકોએ પાંદીસરી વસાવ્યું; ૧૭૪૬ માં ફ્રેંચ લોકોએ મદ્રાસ જીત્યું, ૧૭૪૯ માં ફ્રેંચ સરદાર બુસીએ જીંજીનો કીલ્લો જીત્યો, ૧૭૫૦ માં દુપ્લીઆબાદ તથા દુપ્લીનો કીર્તીસ્થંભ એબે થયાં, ૧૭૫૧ માં મુજફ્ફરજંગનુ ખુન અને સલાબતજંગનુ ગાદીએ બેસવું; ૧૭૫૨ ત્રીચીનોપલીનો ઘેરો અને તેમાં ઇંગરેજનો જય, ચંદાસાહેબનુ મૃત્યુ, અને કલાઇવનુ પેહેલીવાર ઇંગલાંડ જવું. ૧૭૫૫ માં, ઇંગરેજ અને ફ્રેંચ વચ્ચે સલાહ થઇ; અને દુપ્લીનુ મરણ થયું. ૧૭૫૬ માં કલાઇવનુ હિંદુસ્તાનમાં પાછા આવવુ અને ૧૭૬૧ માં લાલીનુ મરણ થયું.

પ્ર० દુપ્લે, લાબર્દોને, બુશી, લાલી, માતીન, દુમાસ. એ કોણ હતા?

ઉ૦ સઘળા ફ્રેંચ સરદારહતા ડુપ્લે એ આખો ભરતખંડ જીતી લેવા
ની ધારણા કરેલી હતી. ને તે પ્રમાણે એણે કેટલીકવાર જય મેળ
વી નિઝામને કર્ણાટકના દરબારમાં ફ્રેંચનું ચલણ થયું ને ઘણું ખરૂં
દક્ષિણમાં ફ્રેંચો કરે તે થાય. એમ થયું પણ ક્લૈવ નામના ઈંગરેજ
ની પણ ડુપ્લેના જેવીજ ધારણા હતી તેણે ફ્રેંચોની સત્તા તોડી
ઈંગ્રેજી રાજનો પાયો નાંખ્યો. તે ફ્રેંચોની સત્તા લાલીની બેવકુફાઈ
ને લીધે તથા ફ્રેંચ સરદારોના કુસંપને લીધે તથા ક્લૈવ જેવા ડા-
હ્યા ને શુરા ઈંગ્રેજ આગળ કંઈ ન ચાલવાથી પડી ભાગ્યું.

પ્ર૦ ઈંગ્રેજે દક્ષિણમાં સત્તા મેળવી તે શીરીતે?

ઉ૦ નિઝામની ગાદીને માટે મુજફ્ફરજંગને નાસીરજંગ ને તકરાર ચાલી
તથા કર્ણાટકની ગાદી માટે ચંદા સાહેબને અનવરૂદ્દીનની તકરાર
હતી તેમાં મુજફ્ફર ને ચંદા સાહેબને ફ્રેંચોએ મદદ કરી. ને તેની
વિરૂદ્ધ પક્ષ તરફ ઈંગ્રેજોએ મદદ કરી તેમાં ફ્રેંચ સરદારો પહેલાં તો
જીત્યા પણ પાછળથી ક્લૈવ નામે ઈંગ્રેજ સરદારે તેમની ધારણા ધુળ
મેળવી. પોતાનો પક્ષ વિજય કર્યો તેથી દક્ષિણમાંના ઘણોક મુલક
ઈંગ્રેજોને મળ્યો.

---

## પ્રકરણ ૧૪ મું

પ્ર૦ અંધારી કોટડીનું મુળ કારણ ને તેનું છેવટ પરીણામ શું?

ઉ૦ બંગાળાનો નવાબ સુરાજ ઉદ્દૌલાનો કોઈ કેદી ઈંગ્રેજને શરણે રહ્યો
હતો તે નવાબે પાછો માગ્યો પણ કલકત્તાના ઈંગરેજોએ તેનો હુ
કમ માન્યો નહીં. ત્યારે તેણે ઈંગ્રેજોની વખારો લુટી અને મો-
ટી ફોજ સાથે કલકત્તા જીતવાને નિકળ્યો તે કિલ્લામાં થોડાં માણ
સો હતાં. તેમાંથી કેટલાએક માણસો નાસી ગયા. બીજા મરાયા,
અને એકસો છેતાળીસ ઈંગ્રેજ રહ્યા તેમને નવાબે કેદ કરી
એક નાની અંધારી કોટડીમાં પુર્યા. ત્યાં તેઓ પાણી તથા પવન
વિગરેની તંગીથી ખુબ રીબાયા સવારે કોટડી ઉઘાડીને જોયું તો
તેમાંથી ત્રેવીશ ઈંગરેજ જીવતા નીકળ્યા. આ માઠા સમાચાર મ-
દ્રાસ પોહચતાં ક્લાઈવ મોટું લશ્કર લેઇ બંગાળે આવ્યો કલકત્તા

પાછું જીતી લીધું અને નવાબને હરાવીને તેની સાથે સંધી કરી.

પ્ર૦ આ પછી સુરાજ ઉદ્દૌલાના દરબારમાં શાં કાવતરાં ચાલ્યાં?

ઉ૦ તેના દરબારીઓ અને કારભારીઓએ છાની મીજલસ કરી કે સુરાજ ઉદ્દૌલાને ગાદીએથી કહાડી મુકીને તેના સેનાધીપતી મીરજાફરને ઇંગ્રેજની મદદથી ગાદી અપાવવી.

પ્ર૦ અમીચંદ કોણ હતો?

ઉ૦ તે એક મોટો વેપારી વાણીયો હતો; ને ઇંગ્રેજ લોકોનો દલાલ હતો. તે આ છાની મીજલસમાં સામેલ હતો અને તે લોભી હતો તેથી તેણે કહ્યું કે ત્રીસ લાખ રૂપીઆ મને આપો તો આ કાવતરૂં ન વાગથી છાનું રાખું. ઇંગરેજે તેની માગણી કબુલ રાખવાનુ ડોળ બતાવ્યું ને પાછળથી તેને જુઠું ખત બનાવી છેતર્યો તેથી તે બીચારાની કાળજી ફટકી ગઈ.

પ્ર૦ પ્લાસીની લડાઇ કોની કોની વચ્ચે થઇ ને તેનો પરીણામ શો થયો?

ઉ૦ સન ૧૮૫૭ માં પ્લાસી આગળ ક્લાઇવને સુરાજ ઉદ્દૌલાની લડાઇ થઇ તેમાં ક્લાઇવ જીત્યો ને મીરજાફરને નવાબ બનાવ્યો અને સુરાજઉદ્દૌલા હાર્યો તેથી વેષ બદલી તે નાઠો. કોઇ માણસે તેને બતલાવ્યાથી મીરજાફરે તેને પકડ્યો અને પોતાના દીકરા મીરાનના કબજામાં સોંપ્યો મીરાને તેને ક્રૂર રીતે મારી નાખ્યો.

પ્ર૦ મીરકાસીમ કોણ હતો ને તેને ઇંગ્રેજ જોડે કેમ વિગ્રહ થયો.

ઉ૦ બંગાળાનો નવાબ મીરજાફર દેવાદાર થઈ ગયો હતો., તેથી ઇંગ્રેજોને કબુલ કરેલું નાણું આપી શક્યો નહી તે ઉપરથી તેમણે મીરજાફરના પૈસાદાર જમાઇ મીરકાસીમને ગાદી આપી. આ મીરકાશીમે કાંપના ઇંગરેજ લોકોના વેપાર ઉપર હાંસલ ન હોવાથી પોતાના દેશીઓના વેપાર ઉપર હાંસલ કહાડી નાખ્યું તેથી કંપનીની ઉપજને ધકો લાગ્યો, તે ઉપરથી ઇંગ્રેજને તેની વચ્ચે ઘેરીઆ આગળ લડાઇ થઇ.

પ્ર૦ ઘેરીઆ, બકસર, અને કાલ્પીની લડાઇ કોની કોની વચ્ચે ને કેઇ સાલમાં થઇ?

ઉ૦ ઘેરીઆની લડાઇ ઇ. સ. ૧૭૬૩ માં ઇંગ્રેજ ને મીરકાશીમ વચ્ચે

થઈ તેમાં ઈંગ્રેજ છત્યા બકસરની લડાઈ ઈ. સ. ૧૭૬૪ માં અ-યોધ્યાના સુબા સુજાઉદ-દૌલા ને મનરો વચે થઈ; તેમાં સુજાઉદ દૌલા હારયો. કાલ્પીની લડાઇ ઈ. સ. ૧૭૬૪ માં થઈ તેમાં ઈંગ્રેજો એ સુજાઉદદૌલાને તથા મરેઠાઓને હરાવ્યા.

પ્ર૦ ત્રણ એકઠા થએલા રાજાઓનાં નામ શા ને તેઓ એકઠા થઈને ઈંગ્રેજ સાથે કેઈ લડાઈ લડયા?

ઉ૦ મીરકાશીમ, સુજાઉદદૌલા અને શાહ આલમ એ ત્રણે પટણા આગળ ૧૭૬૧ માં ઈંગ્રેજ સાથે લડયા પણ તેમાં તેઓ હાર્યા.

પ્ર૦ કલાઈવે બીજીવાર ઈંગ્લાંડ જઈ આવ્યા પછી શા શા સુધારા કર્યા

ઉ૦ તેણે સરકારી અમલદારોને વેપાર કરવાની મના કરી ને લશ્કરી લોકોને બેવડું ભાથું મળતું હતું તે બંધ કર્યું આથી ફોજમાં બંડ ઉઠયું પણ કલાઈવે તે બાહાદુરીથી સમાવ્યું.

પ્ર૦ રેગ્યુલેટીંગ (નવી ગોઠવણનો વહીવટ) શો હતો અને તે કઈ સાલમાં થયો.

ઉ૦ ૧૭૭૩ રેગ્યુલેટીંગઆકટ પસાર થયો તેમાં એવું ઠર્યું કે બંગાળાનો ગવરનર જનરલ કહેવાય અને મદ્રાસ અને મુંબઈના ગવરનરોનો ઊપરી થાય. ગવરનર જનરલની સાથે કામ કરવાને એક કૌન્સીલ ઠરાવી. એ કૌન્સીલના અને ગવરનર જનરલના અમલ પ્રમાણે હિંદુસ્તાનમાં કંપનીનુ રાજ્ય ચાલે, કલકત્તામાં એક મુખ્ય ન્યાયાધીશ અને ત્રણ રૂપ ન્યાયાધીશો ની સુપ્રીમ કોર્ટ સ્થાપી, પ હેલ વહેલો ગવરનર જનરલ વોર્ન હેસ્તીંગ્સ થયો તેને કૌન્સીલના મેંબરો સાથે બનતું નહોતું.

પ્ર૦ કાશીના બંડનું કારણ શું.?

ઉ૦ ૧૭૮૦ માં કાશીના રાજા ચેતયસીંગ જોડે કરાર કરતાં હેસ્તીંગ્સે પાંચ લાખ રૂપીઆ વધારે માગ્યા તે રાજાએ આપવાનું ના કહેવા થી હેસ્તીંગ્સે તેનો પચાસ લાખ રૂપીઆ દંડ કર્યો તે દંડ વસુલ કરવાને તે પંડે કાશી ગયો, ને ચૈતયસીંગને કેદ કર્યો આ જુલમ થી કાશીની રૈયત કોપી ને ઈંગરેજી પેહેરગીરોને મારી નાખી તેમણે રાજાને છોડાવ્યો ૧૭૮૦ માં.

પ્ર૦ રાય દુર્લભ; વાનસીતાર્ત, આનંદરાજ, નંદકુમાર, એ કોણ હતા?

ઉ૦ રાયદુર્લભ સુરાજ ઉદવલાનો પ્રધાનથી પણ ઈંગ્રેજ તરફ ગયેલો. વાંન્સીતાર્ત કલકતાનો ગવરનર.

આનંદરાજ ઉતર સરકારનો રાજા ફેંચો પક્ષમાં નીકળી ઈંગરેજોને મળી હતો.

નંદકુમાર હેસ્તીગ્સની સામા ફરીયાદ કરનાર હતો. ને તેથી તેનું મોત થયુ હતુ.

પ્ર૦ હેસ્તીગસ કોણ ને તેણે શાં કામ કીધાં?

ઉ૦ પેહેલો ગવરનર જનરલ હેસ્તીંગસ થયો તેણે કૌંન્સીલ સાથે આચુ બનાવ કરયો નંદકુમારને માગ નંખાવ્યો ને પઇસા કડાવવા માટે કાશીના ચઇતસીંગ તથા અયોધ્યાની બેગમો ઉપર જુલમ કરયો હતો

પ્ર૦ નીચેની સાલોમાં શી શી બીનાઓ બની? ૧૭૫૬, ૧૭૫૯, ૧૭૬૦ ૧૭૬૩, ૧૭૬૪, ૧૭૬૫, ૧૭૬૭, ૧૭૭૪.

ઉ૦ ૧૭૫૬ માં અલીવર્દીખાનુ મરણ, ૧૭૫૯ શાહઆલમની બંગાળા ઉપર સ્વારી, ૧૭૬૦ માં પટણાની પેલી લડાઇ કલાઇવને ઉમરાવ પદવી મળી, મીર જાફરને ગાદી ઉપરથી ઉઠાડી મુકયો અને મીર કાશીમનુ ગાદીએ બેસવુ ૧૭૬૩ મા ઘેરીયાની લડાઇ ૧૭૬૪ માં દેશી પલટણનો બળવો ૧૭૬૫ માં મીર જાફરનુ મરણ ૧૭૬૭ માં કલાઇવનુ છેલ્લી વખત ઈંગલાંડ જવુ ૧૭૭૪માં રોહીલા જોડે યુદ્ધ થયું

---

## પ્રકરણ ૧૫ મુ

પ્ર૦ હેદરઅલીની સંક્ષેપમાં ઉત્પતી બતાવો?

ઉ૦ મૈસુરના રાજા નંદરાજની ફોજમાં હેદરઅલી એક ટુકડીનો નાયક હતો ફોજમાં દાખલ થયા પછી તેણે સાહસ, સુરવીરપણુ અને લશ્કરી મોટા ગુણો બતાવ્યા તેથી તે ફોજમાં મોટી પદવીએ ચડયો પાછળથી તેણે પોતાના હાથ નીચે લુટારાઓનો જમાવ કરી મોટી ફોજ એકઠી કરી પોતાના રાજા ઉપર ચડાઇ કરી તેને ગાદીએથી ઉઠાડી મુકીને પોતે મૈસુરની ગાદીએ બેઠો ઇ૦ સ૦ ૧૭૬૧.

પ્ર૦ હૈદરઅલી જોડે ઇંગરેજોને કેઇ કેઇ મુખ્ય લડાઇઓ થઇ તે ઓનાં સાલ સાથે નામ દર્શાવો.

ઉ૦ અંબુર ૧૭૬૭ માં કર્નલસ્મીથે હૈદરને હરાવ્યો ત્રીનોમાલી ૧૭૬૭ માં કર્નલ સ્મીથે હૈદરને હરાવ્યો ચંગામ ૧૭૬૭ માં ઇંગરેજે હૈદરને હરાવ્યો પોલાલોરની પહેલી લડાઇ ૧૭૮૦ માં હૈદરે કર્નલ બેલીને હરાવ્યો. ૧૭૮૧ પોર્તોનોવોની લડાઇમાં પોલીગરની બીજી લડાઇમાં અને સોલીંગરની લડાઇમાં કર્નલ કુટે હૈદરને હરાવ્યો. ૧૭૮૧ માં ચીલાંબ્રમની લડાઇમાં હૈદરે કુટને હરાવ્યો. ૧૭૮૨માં પનીઆનાની લડાઇમાં ઇંગરેજે હૈદરને હરાવ્યો.

પ્ર૦ કેઇ કેઇ લડાઇમાં હૈદર જીત્યો?

ઉ૦ પોલાલોરની લડાઇમા તેણે કર્નલ બેલીને ઇ. સ ૧૭૮૦ માં હરાવ્યો હતો ઇ. સ. ૧૭૮૧ માં ચીલાંબ્રમની લડાઇમાં તેણે સર આયર કુટને હરાવ્યો.

પ્ર૦ હૈદરઅલીના છોકરા ટીપુ સાથે ઇંગરેજોને કેઇ કેઇ લડાઇઓ થઇ ને કઇ સાલમાં?

ઉ૦ ઇ. સ. ૧૭૮૧ માં શોમોગામાં ઇંગરેજે ટીપુને હરાવ્યો. તેમજ આ અરિકેરામાં કાર્નવાલીસે ટીપુને હરાવ્યો. ને ઇ સ. ૧૭૯૯ માં સદાશીવની લડાઇમાં ટીપુ હાર્યો. ઇ. સ. ૧૭૯૯ માં માલવેલી અને શ્રીરંગપટણ આગળ ટીપુને ઇંગરેજોએ હરાવ્યો અને છેલી લડાઇમાં એટલે શ્રીરંગપટણની લડાઇમાં તેનુ મોત થયું.

પ્ર૦ મહેસુર સાથે ચાર લડાઇઓ કઇ કઇ સાલમાં ને તેનો અંત કોણે આણ્યો?

ઉ૦ (૧)ઇ૦ સ૦ ૧૭૬૯માં મદ્રાસનુ તહનામુ કરી અંત આણ્યો; પછી ઇ૦ સ૦ ૧૭૭૮માં શરૂ થઇ ને ઇ૦ સ૦ ૧૭૮૪માં મોગલનુ તહનામુ કરીને [૨] લડાઇનો અંત આણ્યો પછી ઇ૦ સ૦ ૧૭૯૧ માં [૩] વિગ્રહ થયો. ઇ૦ સ૦ ૧૭૯૨માં કાર્નવાલીસથી હાર પામી રાજ્યનો હિસ્સો તથા દંડ આપી ઇ૦ સ૦ ૧૭૯૨માં (૪)લડાઇનો અંત આણ્યો. પણ ઇ. સ. ૧૭૯૮માં અંગ્રેજ નસહેવાયાથી ચોથો વિગ્રહ થયો તે ઇ. સ. ૧૭૯૯ માં ટીપૂ મુવાથી અંત આવ્યો.

પ્ર૦ ચેરકુલીની લડાઇ કોની કોની વચે થઇ અને તેનો શો પરીણામ થયો?

ઉ૦ ઈ૦ સ૦ ૧૭૭૨ માં ચેરકુલીની લડાઇ થઇ તેમાં માધવરાવ પેશ્વાએ હૈદરઅલીને હરાવ્યો.

પ્ર૦ મદ્રાસના તહનામાથી શું થયું?

ઉ૦ ઈ૦ સ૦ ૧૭૬૯ માં મદ્રાસનુ તહનામુ થયુ તેનાથી લડાઇ થયા પેહેલાં બંને પક્ષવાળા જેવી સ્થીતીમાં હતા તેવી સ્થીતીમાં પાછા રેહ્યા.

પ્ર૦ હૈદર કેઇ સાલમાં મરી ગયો?

ઉ૦ ઈ૦ સ૦ ૧૭૮૨ માં.

પ્ર૦ નીચેની સાલોમાં કઇ કઇ બીનાઓ બની? ૧૭૬૪, ૧૭૬૬, ૧૭૭૨ ૧૭૮૧, ૧૭૮૪.

ઉ૦ ૧૭૬૪ માં હૈદરે બેડનુર લીધુ ૧૭૬૬ હૈદરઅલીએ કાલીકટ લીધુ ૧૭૭૨ માં કુર્ગ પ્રાંતમાં કેર. ૧૭૮૧ માં ઇંગરેજ અને વલંદા વચે યુદ્ધ થયું, ૧૭૮૪ માં મંગલોરનુ તહનામુ.

---

## પ્રકરણ ૧૩ મું

પ્ર૦ હેસ્તીંગસ કયારે વિલાયત ગયો, તેના પછી કોણ ગવરનર જનરલ થયો?

ઉ૦ તે ૧૭૮૫ માં વિલાયત ગયો; અને તેના પછી લોર્ડ કાર્નવાલીસ ગવરનર જનરલ થયો.

પ્ર૦ પીટના બીલ વિશે તમે શું જાણો છો?

ઉ૦ પીટ નામે ઇંગરેજી મુખ્ય પ્રધાન હતો તેણે એક કાયદો મંજુર કરાવ્યો તેથી ઇસ્ટ ઇંડીઆ કંપનીના ડાયરેક્ટરોમાંથી ત્રણ જણની તેમણે ગુપ્ત મંડળી નીમી ને તે મંડળી તેમને નામે કામ ચલાવે એ ત્રણને માથે ઇંગલંડના રાજ મંત્રી મંડળીમાંથી છ મંત્રીઓની સભા બનાવી અને તેમના હુકમ પ્રમાણે કામ ચાલે એવું ઠરાવ્યું એ છમાં જે પ્રમુખ ઠરે તેને ભરતખંડ ખાતાનો પ્રધાન ગણ્યો કલકત્તાના ગવરનરની કાઊન્સિલમાંથી ચાર મેંબરોના ત્રણ થયા અને

મુંબાઇ અને મદ્રાસના ગવરનરોને માટે કાંઉન્સિલ ઠરાવી.

પ્ર૦ ફોકસનું બીલ શું હતું?

ઉ૦ ફોકસ નામે મુખ્ય વજીરે આમની સભામાં એક કાયદો મંજુર કરવાને ધારણા કરી, તેમાં કંપનીનો વહિવટ તેના ડાયરકટરો પાસેથી લઇને પારલામેંટે નીમેલા અમલદારને સોંપવો અને વેપાર ડાયરેકટરોને હાથ રાખવો. પણ આ કાયદો તેના રાજાને ઠીક લાગ્યો નહી તેથી નામંજુર થયો.

પ્ર૦ લાર્ડ કાર્નવાલીસ કયારે આવ્યો ?

ઉ૦ ઇ. સ. ૧૭૮૬ માં આવ્યો.

પ્ર૦ લોર્ડ કાર્નવાલીસે શા શા સુધારા કર્યા?

ઉ૦ તેણે આવી ઇંગરેજી અમલદારોને માંડે માંડે કંકાસ કરતા, તથા લાંચ ખાતા અને ખોટી રીતે ધન મેળવતાં અટકાવ્યા, એ વખતે નોકરોના પગાર ટુંકા હતા અને વેપારથી તથા બીજે આડે રસ્તે પૈસો મેળવવાનો પ્રસંગ વધારે લેતા અને તેથી કોઇ કોઇ વાર લાલચમાં આવી પડતા આવી અનીતિ અટકાવવાને નોકરોના તેમની લાયકી પ્રમાણે પગાર વધાર્યા પક્ષપાત હાંકી કાઢયો અને તે ચેતવણી આપ્યા પછી જો ધારા પ્રમાણે ન વર્તે તો શીક્ષા કરવી.

ઉ૦ ઉતર સરકાર પ્રાંત ઇંગરેજોને કોની પાસેથી કેઇ સાલમાં મળ્યો.

ઉ૦ નીજામ સરકારે તેના કરાર પ્રમાણે ઉતર પ્રાંત ઇંગરેજોને ૧૭૮૮ આપ્યો.

પ્ર૦ અરીકેરાની લડાઇ કોની કોની વચે અને કેઇ સાલમાં થઇ.

ઉ૦ ૧૭૯૧ માં અરીકેરાની લડાઇમાં લાર્ડ કાર્નવાલીસે ટીપૂને હરાવ્યો

પ્ર૦ કાર્નવાલીસ પછી કોણ ગવરનર જનરલ થયો?

ઉ૦ લાર્ડ કાર્નવાલીસ પછી સરજાનશોર થયો ૧૭૯૩.

પ્ર૦ કર્દલાની લડાઇ કયારે ને કોની કોની વચે થઇ?

ઉ૦ ૧૭૯૫ માં કર્દલા આગળ મરેઠાઓએ નીજામને હરાવ્યો.

પ્ર૦ સરજાનશોર પછી કોણ ગવરનર જનરલ થયો?

ઉ૦ તેના પછી ૧૭૯૮ માં લોર્ડ મોર્નીગટન (માર્કવીસ વેલસ્લી) થયો.

પ્ર૦ વેલેસ્લીએ કઇ કઇ લડાઇઓ કરી?

ઉ० અસાઇ આગળ દોલતરાવ તથા રઘુજીને હરાવ્યા તથા આરગામ આગળ સિંધીઆને અને ભોંસલાને હરાવ્યા હેલા ઉતરમાં ઇ० સ० ૧૮૦૪ ભરતપુરનો ઘેરો ઇ० સ० ૧૭૯૩માં કાયમત ધેરો ને વંશ પરંપરાના પટા બાંધી આપ્યા દિવાની તથા ફોજદારી કાયદા થયા. સર જાન સોર આવ્યો રુહેલાની લડાઇ થઇ.

પ્ર० સર જાનસોરના વખતમાં કયા કયા રાજ્યોમાં ઉથલ પાથલ થઇ?

ઉ० કર્ણાટકનું રાજ્ય અંગ્રેજોએ ઇ०સ० ૧૮૦૧ માં ખાલસા કરયું. ને અયોધ્યામાં ખંડ થવાથી ત્યાં રેસીડંટમેરોનુ ખુન થવાથી નવાબને કેદ કર્યો.

પ્ર० વેલેસ્લીના વખતમાં શું જાણવા લાયક બન્યું?

ઉ० મહેસુર જીત્યું, અયોધ્યા ખાલસા કરયું. મરેઠા, સિંધીઆ, હોલ્કર, તથા ભોંસલાને તેમ ભરતપુરના રાજાને પણ નરમ પાડી કરાર કરાવી લીધા.

પ્ર० અંગ્રેજોને સુરત શી રીતે મળ્યું?

ઉ० ૧૮૦૦ અંગ્રેજે સુરતના નવાબને પેનશન આપી તેની પાસેથી તે શહેર અને તેના પ્રગણાં લઇ લીધાં?

પ્ર० લાર્ડ લેક કઇ કઇ લડાઇઓ લડ્યો?

ઉ० ૧૮૦૩ માં તેણે દીલ્લી, આગ્રા, અને લાસવારી આગળ સીંધીઆને હરાવ્યો. ૧૮૦૪ માં તેણે ફરકાબાદની લડાઇમાં હોલકરને હરાવ્યો

પ્ર० સીંધીઆ સાથે ઇંગરેજોને જે લડાઇઓ થઇ તેમનાં સાલ સાથે નામ લખો?

ઉ० ઉપર કહેલી ત્રણ લડાઇઓ અને આરગામની લડાઇઓમાં પણ ૧૮૦૩ મા જનરલ વેલેસ્લીએ સીંધીઆને હરાવ્યો.

પ્ર० હોલકર સાથે ઇંગરેજોને કઇ કઇ લડાઇઓ થઇ તેનાં સાલ સાથે નામ લખો?

ઉ० ઉપર કહી તે ફરૂકાબાદની લડાઇમાં અને તેજ સાલમાં દીગઢની લડાઇ થઇ તેમાં ફ્રેજરે હોલકરને હરાવ્યો ૧૮૦૪.

પ્ર० ગુરખા સાથે અંગ્રેજોને કઇ કઇ લડાઇઓ થઇ તેનાં સાલ સાથે નામ લખો?

ઉ૦ ૧૮૧૫ માં મલુનની લડાઇ થઇ તેમાં ઇંગરેજે ગોરખાંને હરાવ્યા. અને ૧૮૧૬ માં મકવાનપુર અને હરિહરપુરની લડાઇ થઇ તેમાં પણ ઇંગરેજે ગુરખાને હરાવ્યા.

પ્ર૦ દેવગામની સંધી વિશે તમે શું જાણો છો?

ઉ૦ ભોંસલાએ દેવગામના મુકામે કટક, બાલાસુર વર્ધા નદીની પશ્ચિમ કાંઠાનો તથા બીજો કેટલોક મુલક ઇંગરેજોને આપવો એવી સંધી કરી તથા તેના પાડોશોની જોડે વાંધો પડે ત્યારે ઇંગરેજ સરકાર પંચ થઇને જે ઠરાવે તે કબુલ કરવુ અને ઇંગરેજના પરદેશી શત્રુઓમાંના કોઇને નોકરીમાં રાખવા નહી એવી બોલીએ સંધી કરી.

પ્ર૦ સીરજીઅંજે ગામમાં શી સંધી થઇ?

ઉ૦ સીરજીઅંજે ગામમાં સીંધીઆ સાથે ૧૮૦૩ માં સંધી થઇ તેમાં તેણે ઇંગરેજોને ગંગા અને જમનાની વચેનો મુલક,જેપુર, જોધપૂર, ગોહદની ઉત્તરનો મુલક, અહમદનગર, ભરૂચ, અને ગાંધાટ તથા ગોદાવરીની વચેનો પ્રાંત આપ્યો.

પ્ર૦ લાર્ડ વેલેસ્લી કયારે વિલાયત ગયો?

ઉ૦ ઇ૦ સ૦ ૧૮૦૫ માં.

પ્ર૦ નીચેની સાલોમાં શી મુખ્ય બીનાઓ બની ૧૭૮૫, ૧૭૮૮, ૧૭૯૧ ૧૭૯૩, ૧૭૯૮, ૧૭૯૯, ૧૮૦૦, ૧૮૦૨, ૧૮૦૩, ૧૮૦૪,૧૮૦૫?

ઉ૦ ૧૭૮૫ માં હેસ્ટીંગ્સ વિલાયત પાછો ગયો ૧૭૮૮ માં ઉતર સરકાર પ્રાંત ઇંગરેજોને નીજામ પાસેથી મળ્યો. ૧૭૯૧ માં અરીકેરાની લડાઇ થઇ, ૧૭૯૩ માં સરજાનશોર ગવરનર જનરલ થયો અને મી૦ ચેરીનુ ખુન, ૧૭૯૮ માં લાર્ડ મોરનીંગટન ગવરનર જનરલ થયો, ૧૭૯૯માં સદાશીવ, માલવેલી અને સીરંગપટણની લડાઇઓ તથા ટીપુનુ મોત ૧૮૦૦ માં ઇંગરેજોએ સુરત લીધું, ૧૮૦૨ માં વસાઇનુ તહનામુ, ૧૮૦૩ માં અસાઇ, દીલ્હી, લાસ્વારી અને આરગામની લડાઇઓ થઇ તથા દેવગામ સીરજીઅંજે ગામની સલાહ ૧૮૦૪ માં દીગ અને ફરૂકાબાદની લડાઇઓ થઇ, ૧૮૦૫ માં લાર્ડ વેલેસ્લી વિલાયત પાછો ગયો.

# પ્રકરણ ૧૭ મું.

પ્ર૦ લાર્ડ વેલેસ્લી કયારે વિલાયત ગયો ને તેના પછી કોણ આવ્યું?

ઉ૦ લાર્ડ વેલેસ્લી ૧૮૦૫ માં વિલાયત ગયો તેના પછી કાર્નવાલીસ બીજીવાર ગવરનર જનરલ થઈને આવ્યો.

પ્ર૦ વેલોરના બંડ વિશે તમે શું જાણો છો?

ઉ૦ ૧૮૦૬ માં મદ્રાસ ઇલાકામાં વેલોરની છાવણીમાં ઇંગરેજની દેશી ફોજે બળવો કરયો અને વેલોરમાં ટીપુના છોકરાને કેદ કરાવ્યા હતા એ કુંવરોનુ એ કામમાં ઉતેજન હતુ. શીપાઇઓએ ૧૧૩ ઇંગરેજોને કતલ કરયા પણ થોડી વારમાં કર્નલગીલેસ્પી આવી પોહોચ્યો ને તેણે બંડ સમાવ્યુ.

પ્ર૦ કાર્નવાલીસ પછી કોણ ગવરનર જનરલ થયો?

ઉ૦ સરજાન બારલો ૧૮૦૫.

પ્ર૦ બારલો પછી કોણ આવ્યો?

ઉ૦ લોર્ડ મીન્ટો ૧૮૦૭ માં ગવરનર જનરલ થયો.

પ્ર૦ રણજીતસીંહ જોડે શા શા કરારો થયા?

ઉ૦ પંજાબનો જોરાવર રાજા રણજીતસીંહ હતો, ગવરનર જનરલ લાર્ડ મીન્ટોએ તેના દરબારમાં વકીલો મોકલી કરાર કરાવી લીધા કે સતલજના ઇંગરેજી રાજય ભણીના કાંઠા ઉપરના તાલુકદારોને તેણે પજવવા નહી.

પ્ર૦ સીંધ, કાબુલ અને ઇરાન જોડે શાં તહનામાં થયાં?

ઉ૦ સીંધ, કાબુલ અને ઇરાનના અધીપતીઓ જોડે દોસ્તી કરી ગવરનર જનરલે કબુલાત લીધી કે તેમના મુલકમાં ઇંગરેજના દુસ્મનની ફોજને પેસવા દેવી નહી.

પ્ર૦ ઇ. સ. ૧૮૧૩ માં શું થયું?

ઉ૦ લોર્ડ મીન્ટો સ્વદેશ ગયો. કંપનીને ચીન સાથે વેપાર કરવાને સનંદ મળી. ખ્રિસ્તી ધર્મના બિશપોની હિંદુસ્તાનમાં નીમણુંક થઇ.

પ્ર૦ હેસ્તીંગ્સના વખતમાં શા બનાવો બન્યા?

ઉ૦ નેપાળનુ યુદ્ધ ને આકટરલોનના બાહાદુરોને પછી સિંધી પીંઢારાને

વશ કર્યા પેશ્વાનું રાજ્ય ખાલસા કરી બાજીરાવને બિઠુરમાં મોકલ્યો નાગપુરને ખાલસા કરી ભોંસલાના રાજનો અંત. ૫ મરની કંપનીને આશરો આપ્યો. સિંધીઆ અને હોલકરને વશ કરયા.

પ્ર૦ લાર્ડ મીન્ટો પછી કોણ ગવરનર જનરલ થયો?

ઉ૦ ૧૮૧૩ માં લાર્ડ મીન્ટો વિલાયત ગયો અને ૧૮૧૪ માં લાર્ડ હેસ્તીંગ ગવનર જનરલ થયો.

પ્ર૦ પીંઢારા કોણ હતા?

ઉ૦ મધ્ય હિંદુસ્તાનમાં પીંઢારાઓના હજારો લુટારાઓનાં ટોળાં ફરતાં હતાં તેઓને મરેઠા રાજાઓનો આશ્રય હતો દસરા પછી નીકળી ઉતર દક્ષિણ પશ્ચીમ અને પુર્વનાં કેટલાઇ હજારો ગામો અને કસ્બા લુટતા ને લોકોને પીડતા. દાટેલું ધન મનાવવાને મરચાં તથા ઉની રાખના તોબરા મોઢેડે બાંધીને મારતા અને તેમના નાયક કરીમખાંન અને ચીતુ હતા.

પ્ર૦ ભરતખંડમાં વર્તમાન પત્ર કયા ગવરનર જનરલના વખતમાં પહેલ વહેલુ નીકળ્યુ?

ઉ૦ લોર્ડ હેસ્તીંગ્સના વખતમાં.

પ્ર૦ લર્ડ હેસ્તીંગ્સ ક્યારે વિલાયત ગયો?

ઉ૦ ઇ૦ સ૦ ૧૮૨૩ માં.

પ્ર૦ ખડકી, કોરેગામ, આસ્ટે, માહીદપુર, નાગપુર, અને જબલપુરની લડાઇઓ કોની કોની વચે થઇ?

ઉ૦ ખડકીની ૧૮૧૭માં ઇંગરેજ ને પેશ્વા વચે થઇ તેમાં પેશ્વા હાર્યો કોરેગામની લડાઇ ૧૮૧૭ માં થઇ તેમાં ઇંગરેજે મરેઠાને હરાવ્યા આસ્ટેની લડાઇ ૧૮૧૮ માં ઇંગરેજ અને ગોખલે વચે થઇ તેમાં ગોખલે હાર્યો, માહીદપુરની લડાઇ ૧૮૧૭ માં થઇ તેમાં સરહીસ્લો તથા સર માલકમે હોલકરને હરાવ્યો' નાગપુરની લડાઇ૧૮૧૭ માં થઇ તેમાં ઇંગરેજે મરેઠાને હરાવ્યા જબલપુરની લડાઇ ૧૮૧૭ માં થઇ તેમાં ઇંગરેજે મરેઠાને હરાવ્યા.

પ્ર૦ નીચેની સાલોમાં કઇ કઇ મુખ્ય બીનાઓ બની? ૧૮૦૬, ૧૮૦૯ ૧૮૧૩, ૧૮૧૪, ૧૮૧૬, ૧૮૧૭ અને ૧૮૧૮.

ઉ૦ ૧૮૦૬ માં વેલોરમાં બંડ થયું, ૧૮૦૯ માં રણજીતસીંહ જોડે કરાર અને સંધી, ઈરાન અને કાબુલનુ તહનામું, ૧૮૧૩ માં ઈસ્ટ ઇંડીઆ કંપનીને સ્વતંત્રપણે ચીનના વેપારના ઇજારાની સનંદ મળી અને કલકત્તામાં બિશપની નીમણુક, ૧૮૧૪ માં નેપાળ જોડે યુદ્ધ તથા ૧૮૧૬ ગુરખા જોડે સંધી ગંગાધર શાસ્ત્રીનુ ખુન. ૧૮૧૭ માં ખડકી, કોરે ગામ અને માહીદપુરની લડાઇઓ તથા પીંઢારા લોકોનો અંત, ૧૮૧૮ માં પેશ્વાનો અંત અને આસ્ટેની લડાઇ અને બાજીરાવ પેશ્વાને ગાદી ઉપરથી ઉઠાડી મુકી બીઠુરમાં રહેવા મોકલ્યો.

---

## પ્રકરણ ૧૮ મુ

પ્ર૦ હિંદુસ્તાનમાં કેળવણી ખાતુ સરકાર તરફથી પ્રથમ કયા ગવરનર જનરલના વખતમાં સ્થપાયુ?

ઉ૦ લાર્ડ હેસ્તીંગ્સના વખતમાં.

પ્ર૦ લાર્ડ હેસ્તીંગ્સ પછી કોણ ગવરનર જનરલ થયું?

ઉ૦ ૧૮૨૩ માં લાર્ડ આમહર્સ્ટ થયો.

પ્ર૦ બ્રહ્મી લોક સાથે લડાઇનુ કારણ શું?

ઉ૦ ૧૮૨૩ માં બ્રહ્મી રાજાએ ઇંગ્રેજના તાબાના એક બેટને કબજે કર્યો અને વળી ઇંગ્રેજના મિત્ર કાચારના રાજાના મુલક ઉપર સ્વારી કરી જનરલ કેમ્પબેલે બ્રહ્મી લોકોને હરાવી તેમના રાજાને સલાહ કરાવવાની જરૂર પાડી.

પ્ર૦ બ્રહ્મી લોક સાથે ઇંગરેજોને કેઇ કેઇ લડાઇઓ થઇ?

ઉ૦ ઈ૦ સ૦ ૧૮૨૪ માં રંગુનની લડાઇ થઇ તેમાં ઇંગરેજે બ્રહ્મીઓને હરાવ્યા. ઈ૦ સ૦ ૧૮૨૫ માં પ્રોમની લડાઇ થઇ તેમાં સર આર્ચીબાલ્ડ કેમ્પબેલે બ્રહ્મીઓને હરાવ્યા. ત્યાર પછી બીજી વાર પાછો બ્રહ્મ લોકો સાથે વીગ્રહ થયો; તેમાં ઈ૦ સ૦ ૧૮૫૨ માં રંગુનની લડાઇ થઇ, તેમાં ઇંગરેજે બ્રહ્મીઓને હરાવ્યા. અનેતેજ સાલમાં પેગુની લડાઇ થઇ તેમાં પણ ઇંગરેજોએ બ્રહ્મીઓનેહરાવ્યા

દુશાવ્યા.

પ્ર૦ બ્રહ્મદેશના રાજા સાથે પેહેલા વિગ્રહના અંતે શી સંધી થઈ?

ઉ૦ તેણે ઇંગરેજોને કરોડ રૂપીઆ આપ્યા અને તેની સાથે આશામ, આરાકાન અને ટેનાસરીમ પ્રાંતો આપ્યા.

પ્ર૦ બરાકપુરના બંડનું વર્ણન લખો?

ઉ૦ બ્રહ્મદેશમાં પહેલે વરસે ફોજ મોકલી તેને હવા પાણીની હરકતો નડવાથી ઘણાક રોગથી મરી ગયા તથા બ્રહ્મો લોકોને જાદુ આવડે છે તેથી તેઓ અજીત છે અને તેમના દુશમનો મરી જાય છે. એવી અફવા ઉડવાથી દેશી સીપાઈનાં મન ડરી ગયાં, બરાકપુરના દેશી સીપાઈઓને બ્રહ્મ દેશની લડાઈમાં જવાને હુકમ થવાથી તેઓ દીલગીર થયા અને તેમાંથી સુડતાળીસમી પલટણે તો હુકમ માનવાની સાફ ના કહી તે માટે તેમના ઉપર ઇંગરેજોએ તોપો ચલાવી તેથી કેટલાક મરી ગયા અને કેટલાકને બતરફ કરયા. ઇ૦ સ૦ ૧૮૨૬.

પ્ર૦ લોર્ડ વીલીયમ બેન્ટીકના વખતમાં શા સુધારા ને પ્રખ્યાત કામો થયાં?

પ્ર૦ લોર્ડ વીલીયમ બેન્ટીકના સુધારાની બાબતમાં ઇંગલાંડનો માર્ગ બદલાયો, રાજા લોકો તોફાન કરે તો તેને શિક્ષા કરવાનો ધારો નીકળ્યો ફિરોજપુરના નવાબને ફાંસીએ દીધો.

ઇ. સ. ૧૮૩૪ માં ઇસ્ટ ઇંડીઆકંપનીને નવી સનંદ મળી. તેણે લસ્કરી અને મુલકી ખરચમાં ઘટાડો કર્યો.

દેશીઓને મોટી નોકરી આપવાનો ધારો કરયો. અને ન્યાય ખાતામાં મુનસફ સદરઅમીનો વીગરે ઠરાવ્યા.

અદાલતોમાં ફારસીમાં કામ ચાલતું તે બંધ કરી અદાલતના ગામની દેશી બોલીમાં કામ ચલાવવાનો કાયદો કરયો.

સતી થવાનો ચાલ બંધ કરયો.

ઠગ લોકોને (ફાંસીઆ)નો નાશ કરયો, અને કેળવણી ખાતામાં અંગરેજી બોલી દાખલ કરી, એના વખતમાં હિંદુસ્તાનમાં પેહેલા વેહેલી આગબોટો આવી.

પ્ર૦ છાપખાનાને છુટ આપવાનો કાયદો કોણે કરયો?

ઉ૦ લોડ વુલીયમ બેન્ટીક પછી કામ ચલાઉ થયેલા [આકટીંગ] મેટકાફે

પ્ર૦ બેન્ટીક પછી કોણ ગવરનર જનરલ થયો?

લોર્ડ આકલાંડ ૧૮૩૬ થી ૧૮૪૨ સુધી

પ્ર૦ લોર્ડ આકલાંડના વખતમાં શી શી બીનાઓ બની?

ઉ૦ અફગાનીસ્તાન સાથે વીગ્રહ ૧૮૪૧ અને ચીન સાથે યુદ્ધ ૧૮૪૨

પ્ર૦ ચીન સાથે વિગ્રહ થવાનુ કારણ લખો?

ઉ૦ હિંદુસ્તાનમાંથી પુષ્કળ અફીણ ચીનમાં જતું તેના વ્યસનથી લોકો માં ખરાબી પેઠી હતી; માટે અફિણ દેશમાં આવતું અટકાવવાને ચીનના રાજાએ ઉપાય કરયો. પણ અફિણ દેશમાં છાનું માનું આવવા લાગ્યું તે ચોરી પકડવાના કામમાં ચીનના અમલદારોએ ઇંગ્રેજી પ્રજાને ઘણી પીડા કરી તેથી આકલાંડે ગાફ સાહેબને મોકલી ચીનાઓને હરાવ્યા. અને સલાહ કરવાની જરૂર પાડી.

પ્ર૦ આ ચીનની સલાહમાં શા શા કોલકરારો થયા?

ઉ૦ ઇંગરેજને હાંગ કાંગ બેટ આપ્યો તથા ચીનના ચાર બંદરોમાં વેપાર કરવાની રજા આપી.

પ્ર૦ નીચેની સાલોમાં શી શી મુખ્ય બીનાઓ બની? ૧૮૨૬, ૧૮૨૮, ૧૮૩૯, ૧૮૪૧, ૧૮૪૨.

ઉ૦ ૧૮૨૬ માં બરાકપુરમાં બંડ, ૧૮૨૮ માં ઇંગરેજોએ કુર્ગ પ્રાંત જીતી લીધો, સતી થવાનો ચાલ બંધ કરયો અને ફાંસીઆ લોકોનો નાશ થયો. ૧૮૩૯ માં ઇંગરેજોએ ગીજની જીત્યું, કાબુલ કબજે કર્યું, ૧૮૪૧ માં કાબુલમાં ખીલજીઓનું હુલડ અને સર વુલીઅમ મેકનાટનું ખુન, ૧૮૪૨ માં ચીન જોડે યુદ્ધ અને ચીન સાથે સંધી થઇ.

---

## પ્રકરણ ૧૯ મુ

પ્ર૦ આકલાંડ પછી કોણ ગવરનર જનરલ થયો?

ઉ૦ આકલાંડ પછી લોર્ડ એલેનબરો થયો ૧૮૪૨ માં

પ્ર૦ અફગાન સાથે કેઇ કેઇ લડાઇઓ થઇ?

ઉ ૧૮૪૦ માં ખરવાનની લડાઇ થઇ તેમાં ઇંગ્રેજે દોસ્ત મહમદને હરા વ્યો, ૧૮૪૨ માં કંદહારની લડાઇ થઇ તેમાં જનરલ નાટે અફગા નોને હરાવ્યા.

પ્ર૦ સીંધ સાથે વીગ્રહ થવાનુ કારણ શું?

ઉ૦ સીંધના અમીરોએ અફગાનીસ્તાનની લડાઇમાં ઇંગ્રેજી ફોજને ઘણી હરકત કરી હતી તેથી ઇંગ્રેજોએ સીંધ ઉપર સ્વારી કરી.

પ્ર૦ સીંધના અમીરો સાથે કેઇ લડાઇઓ થઇ?

ઉ૦ ૧૮૪૩ માં મીઆનીની લડાઇ થઇ તેમાં સર ચારલસ નેપીઅરે સીં ધના અમીરોને હરાવ્યા અને ૧૮૪૩ પછી હૈદ્રાબાદની લડાઇ થઇ તેમાં પણ નેપીઅરે અમીરોને હરાવ્યા.

પ્ર૦ ઇંગરેજોને સીંધ દેશ શી રીતે મળ્યો?

ઉ૦ ત્યાંના અમીરોને હરાવી ગાદી ઉપરથી ઉઠાડી મુકીને ૧૮૪૩ માં સીંધ દેશને ઇંગ્રેજી રાજ સાથે ભેળી દીધો.

પ્ર૦ માહારાજપુરની લડાઇ કોની કોની વચે થઇ ને તેનુ કારણ શું?

ઉ૦ જેંકાજી સીંધીઆના મરણ પછી એક નાના દત્ત પુત્રને ગાદી આ પી તેની વતી કારભાર ચલાવાને રાણી બાઇજાબાઇ અને મામાસા હેબ વચે વાંધો ઉઠયો. ઇંગરેજે મામા સાહેબનો પક્ષ સ્વીકારયો તે થી મરાઠા સામા થયા ને લડાઇ થઇ તેમાં માહારાજપુર આગળ ૧૮૪૩ માં લાર્ડ ગાફે સીંધીઆને હરાવ્યો.

પ્ર૦ પનીયારની લડાઇ કોના કોની વચે થઇ?

ઉ૦ એ લડાઇમાં ગ્રે સરદારે સીંધીઆને હરાવ્યો ૧૮૪૩ માં.

પ્ર૦ લાર્ડ એલનબરો પછી કોણ ગવરનર જનરલ થયો?

ઉ૦ ૧૮૪૪ માં લાર્ડ એલનબરો પછી લાર્ડ હાર્ડીંગ થયો.

પ્ર૦ શીખ લોક સાથે લડાઇનું કારણ શું હતું?

ઉ૦ પંજાબના રાજા રણજીતસીંહની કેડે બે ત્રણ રાજા થઇ ગયા ત્યાર પછી તેની માનીતી રાણી ચંદાકુંવરના પુત્ર દુલીપસીંગને ગાદી મ ળી; રાજા બાળક હતો તેથી સીરદારોની સભા રાજ્યનો કારભાર ક રતી; શીખ લશ્કર કવાયત પામેલું હતું તેથી તેને ચેન પડતું ન- હોતું તેથી ઉમરાવોને તે લશ્કરનો ડર લાગવાથી ઇંગ્રેજના મુલક

ઉપર સ્વારી કરવાને મોકલ્યું આ મનસુબો જાણીને હાર્ડીંગે પં જાબની સીમા ઉપર ફોજ એકઠી કરી આથી શીખ લોકોને લડવાનુ કારણ જડયું.

પ્ર૦ ઈંગરેજોને શીખ લોક સાથે કઈ કઈ લડાઈઓ થઈ?

ઉ૦ ૧૮૪૫ માં મુડકીની લડાઇ થઇ તેમાં ગાફ સાહેબે શીખ લોકોને હરાવ્યા. ૧૮૪૫ મા ફીરોજ શેહેરની લડાઇ થઇ તેમાં ઇંગરેજોએ શીખલોકોને હરાવ્યા ; ૧૮૪૫ માં બદોવાલની લડાઇ થઇ તેમાં ઈં ગરેજે શીખ લોકોને હરાવ્યા. ૧૮૪૬ માં અલીવાલની લડાઇ થઇ તેમાં સરહ્યુગાફે અને હેનરી સ્મીથે તેજસીંગ તથા સામસીંગ સર સ્મીથે શીખ લોકોને હરાવ્યા; ૧૮૪૬માં સોબ્રાનની લડાઇ થઇ તેમાં દારોને હરાવ્યા. ૧૮૪૯ માં રામનગરની લડાઇ થઇ. તેમાં ગાફ સા હેબે શેરશીંગતથા ચતુરસીંગને હરાવ્યા, ૧૮૪૯ માં ચીનીઆનવા લાની લડાઇ થઇ. તેમાં ગાફ સરદારે શેરશીંગને હરાવ્યો , ૧૮૪૯ માં કીનોરીની લડાઇ થઇ તથા સદુસેનની લડાઇ થઇ તેમાં ઈંગરે જે શીખ લોકોને હરાવ્યા. ૧૮૪૯માં ગુજરાતની લડાઇ થઇ તેમાં ગાફ સરદારે શીખ લોકોને હરવ્યા.

પ્ર૦ શીખ લોકો સાથે શી સંધી થઈ?

ઉ૦ સતલજ અને બીઆ નદીની વચેનો પ્રાંત અને લડાઇનો ખરચ ઇંગ્રેજોને આપવો. પંજાબની ગાદીએ દુલીપસીંહ રહીને ઉમર લા યક થાય ત્યાં સુધી ઉમરાવોની સભા કામ ચલાવે તે સભા બ્રીટીશ રેસીડેંટની આજ્ઞા પ્રમાણે ચાલે અને રાજ્યરક્ષણને માટે લાહોરમાં ઈંગરેજી ફોજ રહે.

પ્ર૦ કાશમીર પ્રાંત ઈંગરેજોને શીખ લોકોએ આપ્યો હતો તેનુ તેમ ણે શું કર્યું?

ઉ૦ એક કરોડ રૂપીઆએ ગુલાબસીંગને વેચાતો આપ્યો.

પ્ર૦ હારડીંગના વખતમાં કયા કયા સુધારા થયા?

ઉ૦ ફાંસીઆ ઠગ ને સતીથવાનો ચાલ કંઇ કંઇ ચાલતો હતો તેબંધકર્યો. દુધપીતી કરી છોડીઓ મારવાનો તથા ઓઢીઆમાં ને ગાંડવામાં માં નરમેધ કરવાના ચાલ હતા તે બંધ કરાવ્યાને શાહાદારીનુ હાંસલ

લ બંધ કરવાને નાકાં ઉઠાડી મુકયાં. ને વેપારને ઉતેજન આપ્યું. મુલકી શીલ્પશાળાને મદદ કરી, તાજમેહેલ વિગરે જુની કારીગરી કાયમ રાખવા રીપેર કરાવ્યા.

પ્ર૦ હાર્ડીંગ પછી કોણ ગવરનર જનરલ થયો?

ઉ૦ હાર્ડીંગ પછી ૧૮૪૮ માં લોર્ડ ડેલ્હાઉજી આવ્યો.

પ્ર૦ લોર્ડ ડેલાઉજીના વખતમાં શા મુખ્ય બનાવ બન્યા?

ઉ૦ શીખ અને બ્રહ્મ લોકો સાથે બીજીવાર યુદ્ધ, અયોધ્યા અને નાગપુર ખાલસા કરી ઇંગરેજી રાજ સાથે મેળવી દીધાં. રેલવે અને તાર એના વખતમાં થયાં.

પ્ર૦ શીખ લોક સાથે બીજી વાર વીગ્રહનુ કારણ શું?

ઉ૦ લાહોરના સરદાર મુળરાજે રાજીનામુ આપ્યું તેની જગાએ બીજે આવ્યો કે તરતજ મુલતાનની ફોજે બંડ કર્યું અને થોડા ઇંગરેજોને કતલ કરયા; મુળરાજે મારનારને ઇનામ આપી લડાઇની તઇઆરી કરી એટલે બધા શીખ લોકો તેને જઇ મળ્યા અને લડાઇ થઇ.

પ્ર૦ પંજાબ ઇંગરેજોને શી રીતે મળ્યું?

ઉ૦ ત્યાનાં રાજા દુલીપસીંગને પેનશન આપી પંજાબને ખાલસા કરી ઇંગરેજી રાજય સાથે મેળવી દીધું.

પ્ર૦ બ્રહ્મ દેશની બીજી લડાઇનુ કારણ શું?

ઉ૦ આવાનો ગવરનર ઇંગરેજી રઇયતને પીડતો હતો તેથી ઇંગરેજી લશકરે તેના ઉપર સ્વારી કરી અને તેને સંધી કરવાની જરૂર પાડી.

પ્ર૦ તેની સાથે શી સરતો થઇ?

ઉ૦ જુની સંધી કાયમ રાખી તેની સાથે પેગુ પ્રાંત ઇંગરેજોને વધારે આપ્યો?

પ્ર૦ નાગપુર અને અયોદ્ધા ઇંગરેજોને શી રીતે મળ્યુ?

ઉ૦ નાગપૂરનો રાજા અપૂત્ર મુઓ તેથી તેનું રાજ ખાલસા કરી ઇંગરેજી રાજ્ય સાથે મેળવી દીધું ૧૮૫૩ માં, અને અયોદ્ધાના નાલાયક રાજાને પકડીને જેમ મલ્હારરાવને મદ્રાસ લઇ ગયા તેમ તેને કલકતે લઇ ગયા અને તેનું રાજ ખાલસા કરી ઇંગરેજી રા-

જા સાથે ૧૮૫૬ માં ભેળવી દીધું.

પ્ર૦ લાર્ડ ડલહુસીના વખતમાં સુધારા કયા થયા?

ઉ૦ ઈ૦ સ૦ ૧૮૫૩ માં કંપનીને કેટલાક ફેરફાર કરી નવો પટો આપ્યો. સિવિલ સર્વીસમાં દાખલ થવાને પરીક્ષાકરાવી. બંગાળામાં લેફટેનંટ ગવરનર ઠરયો. કલકતા, મુંબાઈ, મદ્રાસમાં સદર અદાલત સુપ્રીમકોર્ટો હતી તે ભેળવી નાખીહાઇકોર્ટો બનાવી રેલવેને તાર ચાલુ થયા. કેળવણીમાં વધારો કરયો. સડકો તથા પુલ તથા બગીચા બાંધવાને કરજે નાણાં લીધાં. ગુન્હો મનાવવા માર મારવા તથા બીજો જુલમ કરવા તથા વેઠ કરાવવાના ચાલની મના કરી.

પ્ર૦ લાર્ડ ડેલ્હૌજી કયારે વીલાયત ગયો?

ઉ૦ ૧૮૫૬ માં પાછો ગયો.

પ્ર૦ નીચેની સાલોમાં શા શી મુખ્ય બીનાઓ બની? ૧૮૪૩, ૧૮૪૪, ૧૮૪૫, ૧૮૪૮, ૧૮૪૯, ૧૮૫૩, ૧૮૫૬ માં?

ઉ૦ ૧૮૪૩ માં ગ્વાલીયરનુ તોફાન અને સીંધ દેશને ઈંગરેજી રાજય સાથે જોડી દીધો.

૧૮૪૪ માં લોર્ડ એલનબરોને બરતરફ કરયો.

૧૮૪૫ માં મુડકી અને ફીરોજ શેહેરની લડાઈઓ થઈ.

૧૮૪૮ માં પંજાબમાં હુલડ.

૧૮૪૯ માં પંજાબને ઈંગ્રેજી રાજય સાથે જોડી દીધો.

૧૮૫૩ માં બ્રહ્મ દેશની સંધી અને નાગપુર ઈંગરેજી રાજય જોડે જોડી દીધુ.

૧૮૫૬ માં અયોધ્યાને ઈંગરેજી રાજ સાથે જોડી દીધુ.

---

## પ્રકરણ ૨૦ મુ

પ્ર૦ લોર્ડ ડેલૌજી પછી કોણ ગવરનર જનરલ થયો?

ઉ૦ ૧૮૫૬ માં લોર્ડ કેનીંગ આવ્યો.

પ્ર૦ લોર્ડ કેનીંગના વખતમાં શા શા બનાવ બન્યા?

ઉ૦ ચાર મોહોટા બનાવ બન્યા.

(૧) ઇરાન સાથે વીગ્રહ ૧૮૫૭.

(૨) ચીન સાથે વીગ્રહ ૧૮૫૭.

(૩) દેશી ફોજનો બળવો ઇ૦ સ૦ ૧૮૫૭.

[૪] કંપની પાસેથી રાજ લઇ પારલામેંટે મહારાણી વિક્ટોરીઆને આપ્યુ.

પ્ર૦ ઇરાન જોડે વીગ્રહનુ કારણ શું?

ઉ૦ ઇ૦ સ૦ ૧૮૩૭ માં હેરાત જીતવામાં ઇંગ્રેજોએ ઇરાનની શાહને ખાળ્યો હતો તે વેર રાખીને ઇંગરેજોનુ અપમાન કરતો અને વિરોધ વધારતો તેથી ગવરનર જનરલે મોટા સાહેબને ત્યાં લશકર લઇને મોકલ્યો અને તેણે ઇરાનના શાહને હરાવ્યો તેથી શાહને માફી માગવી પડી.

પ્ર૦ પારીસની સંધીના શા કોલકરાર થયા?

ઉ૦ પારીસની સંધી ઇરાની શાહ અને ઇંગરેજ વચે થઇ તેમાં શાહે હેરાત અને અફગાનીસ્તાન ઉપર દાવો કરવો નહી એવી કબુલત આપી ઇ૦ સ૦ ૧૮૫૭.

પ્ર૦ ચીનના વિગ્રહનુ કારણ અને પરીણામ લખો?

ઉ૦ ઇંગ્રેજને માઠુ લાગે એવુ ચીન સરકારે કરયું હતું માટે ઇંગલાંડથી લોર્ડ એલજીનની સરદારી હેઠળ ફોજ ચીન ઉપર ચડી અને ચીનાઓને હરાવ્યા ઇંગરેજને વેપાર કરવાની છુટ આપી ને ચીનના રાજાએ સલાહ કરી.

પ્ર૦ ૧૮૫૭ ના બળવાનાં મુળ કારણાં શાં?

ઉ૦ સન ૧૮૫૬ માં સરકારે એવો કાયદો કરયો કે જ્યાં નોકરી કરવા શીપાઇઓને મોકલે ત્યાં શીપાઇઓએ જવું. એવી સરતથી શીપાઇઓને નોકર રાખવા. આથી દેશી શીપાઇઓ ના ખુશી થયા (૨) વાંઝીઆ દેશી રાજાઓ તથા બીજા દુરાચારી રાજાનાં રાજ ખાલસા કરી લઇ ઇંગરેજ સાથે ભેળવી દીધાં.

(૩) એવી ગપ ઉડી કે બધાને સરકાર ખ્રીસ્તી કરવા ઇચ્છે છે અને મુખ્ય કારણ એ છેકે ફીલ્ડ નામની બંદુકમાં કાર્ટીજ દાંતે પકડવી પડે છે સીપાઇઓમાં એવી ગપ ચાલી કે એ કાર્ટીઝને ગાયની ચરબી ચોપડી છે અને સરકાર બધાને વટાળવાનુ ધારેછે. એ વાત

ખરી માનીને બંગાળાની દેશી પલટણના સીપાઇઓ સામા થયા એ પ્રમાણે પેહેલેથી સંતલસ કરી રાખ્યાથી દિલ્લી, કાનપુર અને લખ નોર વિગરે ઠેકાણે બંડો ઉઠયાં અને તેમાં ઘણા ઇંગ્રેજો, મડમો, અને બચ્ચાંનાં ખુન થયાં. સર હ્યુરોજ અને હેવલોક વીગરે બહાદુર સરદારોએ પોતાની બહાદુરીથી બળવો સમાવ્યો. આ બળવામાં નાના સાહેબ. તાતીયા ટોપી, દિલીનો પાદશાહ, અયોધ્યાની બેગમ અને ઝાંસીની રાણી વિગરે આગેવાન હતાં.

પ્ર૦ આ બળવા પછી કંપની પાસેથી રાણીના હાથમાં રાજ્ય ગયું, ત્યારે સરેકાર તરફથી જાહેરનામુ થયું હતું; તેનો સારાંશ કહો?

ઉ૦ [1] અત્યાર સુધી ભરતખંડમાં અમારી વતી ઇસ્ટ ઇંડીઆ કંપની-એ રાજ કારભાર ચલાવ્યો અને હવે બીજા કારણોને માટે પારલામેંટની સભાથી કારભાર અમે અમારા હાથ લેવાનો ઠરાવ કર્યો છે. માટે આ જાહેર નામાનો જાહેર થકી હવે એ કારભાર અમે અમારે હાથ લીધો છે; રાજ્યની સર્વે રઇયતને ફરમાવવામાં આવે છે કે તેમણે અમારા ઉપર અને અમારી પાછળ ગાદીએ બેસનારાઓની ઉપર વિશ્વાસ રાખવો, અને તેમની આજ્ઞા પાળવી; અને અમારી વતી રાજ્યનો વહીવટ કરવાને જેને અમે નીમીએ તેમની આજ્ઞામાં રેહેવું.

(૨) વિશ્વાસુ ભાઇ લોર્ડ કાનીંગની બુદ્ધિ, ને ડહાપણ ઉપર વિસ્વાસ રાખી અમે એને ભરતખંડનો પેહેલ વેહેલો વાઇસરાય નીમીએછીએ.

(૩) ઇસ્ટ ઇંડીઆ કંપનીને લાગે જે ખાતાઓમાં જે જે નોકરોછેતે સર્વેને પોતપોતાની જગ્યાએ બાહાલ રાખીએ છીએ; અને એ નોકરોને અમે જે કાયદા અને હુકમ કરીએ; તે તેમણે પાળવા.

(૪) ભરતખંડના દેશી રાજાઓને જણાવીએ છીએ કે તેમની સાથે કંપનીએ જે જે કોલકરાર કરયા છે. તે અમે બરાબર પાળીશું અને અમે આશા રાખીએ છીએ કે આપ પણ તેમજ કરશો.

(૫) અમારા કબજામાં જે મુલકો છે તેમાં વધારો કરવાની અમારી ધારણા નથી, અમારા રાજ કે હકો ઉપર કોઇને હાથ ઘાલવા દઇશુ નહીં અને તેમ કરશે તો અમે તેમને સજા કરશુ તેમજ બીજા-

ના રાજ્ય કે હકો ઉપર પણ હાથ નાખવા દઈશું નહી. દેશીરાજા
ઓના હક પણ અમે અમારા હકની માફક જાળવીશું.

અમે પંડે ખ્રીસ્તી ધર્મને સત્ય માનીએ છીએ તે છતાં અમારા
ધર્મ સંબંધી મત અમારી રઈયતને પરાણે મનાવવાની અમે ઇચ્છા
રાખતા નથી. અને અમે ફરમાવીએ છીએ કે ધર્મ માનવાને માટે
કોઈના ઉપર મેહેર કે ઇતરાજી કરવી નહીં અમે અમારા તાબાના
નોકરોને સખત મના કરીએ છીએ કે ધર્મ સબંધી કોઈના ઉપર
જુલમ કરશે તો અમારો તેમના ઉપર અતીશય કોપ થશે.

(૭) જાતી ભેદ ઉપર અથવા ધર્મ ઉપર નજર નહી રાખતાં ભણેલાઓ
ને બનતા સુધી યોગ્ય નોકરી આપવાને અમે ચુકીશું નહીં.

(૮) હિંદુઓમાં વારસા સંબંધી જુના રીવાજ ઉપર ધ્યાન આપીશું.

પ્ર૦ લોર્ડ કેનીંગ પછી આજ સુધીમાં કયા કયા વાઈસરાય થયા.

ઉ૦ ૧૮૬૨ માં લોર્ડ એલજીન આવ્યો.
૧૮૬૪ માં સરજાન લારેન્સ આવ્યો.
૧૮૬૯ માં લાર્ડ મેયો આવ્યો.
૧૮૭૨ માં લોર્ડ નાર્થ બુક આવ્યો
૧૮૭૬ માં લોર્ડ લીટન આવ્યો.
૧૮૮૦ માં માર્કવીસ ઑફ રીપન આવ્યો.

પ્ર૦ બેંકો કીયા ગવરનર જનરલના વખતમાં થઈ?

ઉ૦ સરજાન લારેન્સના૦ રૂનો ભાવ વધી જવાથી મુંબાઈમાં પુષ્કળ ના
ણાં આવ્યા તે નાણાં ઠેકાણે પાડવાને લોકોને હજારો ધંધા માથે
લેવાને સુજયા. અને બેંકોમાંથી લોકોની ખરાબી થઈ.

પ્ર૦ મલ્હારરાવ ગાયકવાડને કયા ગવરનર જનરલના વખતમાં ગાદી
પી ઉઠાડી મુકયો; ને કેઈ સાલમાં?

ઉ૦ ઈ૦ સ૦ ૧૮૭૪ માં લોર્ડ નાર્થબ્રુકના વખતમાં.

પ્ર૦ મહારાણી સાહેબે કૈસરેહીંદ એ પદ કોના વખતમાં ધારણ કર્યું.?

ઉ૦ ઇ૦ સ૦ ૧૮૭૭ માં લોર્ડ લીટનના વખતમાં.

પ્ર૦ નીચેની સાલોમાં શી શી મુખ્ય બીનાઓ બની; ઈ. સ. ૧૮૫૭,
૧૮૫૮, ૧૮૬૪, ૧૮૬૫, ૧૮૬૬, ૧૮૭૧, ૧૮૭૪, ૧૮૭૫, ૧૮૭૭,

૧૮૭૮?

૬૦ ઈ. સ. ૧૮૫૭ માં ઇરાન જોડે વિગ્રહ, ચીન ઉપર સ્વારી અને દે-
શી પલટણમાં બળવો.

૧૮૫૮ માં માહારાણી સાહેબને હાથ કંપનીનું રાજ્ય આવ્યું.

૧૮૬૪ માં ભુતાન ઉપર ચડાઈ.

૧૮૬૫ માં મુંબાઈમાં બેંકોનો સરસટો.

૧૮૬૬ માં ઓઢીઆમાં દુકાળ અને વાઘેલાઓનું બંડ.

૧૮૭૨ માં લોર્ડ મેયોનું ખુન

૧૮૭૪ માં મલ્હારરાવને ગાદીએથી ઉઠાડી મુકયો.

૧૮૭૫ માં પ્રીન્સ ઓફ વેલ્સ હિંદુસ્તાનમાં આવ્યા.

૧૮૭૭ માં મહારાણીએ કૈસરેહિંદનો ખેતાબ ધારણ કર્યો.

૧૮૭૮ લાઇસેન્સ ટેકસ.



# જાહેર ખબર

સરવે લોકોને ખબર આપવામાં આવેછે કે ભરતખંડના ઇતિહા સનો પ્રશ્નોતર કીમત ૦-૩-૦ગણીત પ્રશ્નોતર ( ગણીત ની રીતનાં કારણ ) કીમત ૦-૩-૦ તથા ભૂગોળનો ટુંક હેવાલ કીમત ૦ ૦-૪ તથા ભરતખંડના ઇતિહાસની લડાઇઓ કીમત ૦-૦-૧ તથા ભ ડળી વાક્ય કીમત ૦-૪-૦ તથા રજીષ્ટર થઇશકે એવા દસ્તાવેજ અરજીઓ તથા દેશીનામાની પ્રશ્નોતરીનુ દર્પણ કીમત ૦-૮-૦ તથા રોજનામાની ચોપડી કીમત ૦-૩-૦ તથા ગીરધરકૃત રામાય ણ કીમત ૧-૦-૦ તા. વજરતનજીવીહર ૦-૧-૦ તથા ભરતખંડ ના ઇતીહાસનો યોગ હેવાલ ૦-૨-૦ ઉપરની ચોપડીઓ નીચે દર્સા વેલે ઠેકાણેથી રોકડી કીમતે મળશે. દશથી વધારે રાખનારને ટ- કાંચ કમીશન કાપી આપવામાં આવશે.

નડીઆદ—રૂઘનાથજી પોળમાં ચોકસી નારણલાલ હીરાચંદ પાસે- થી સ્વામીનારાયણના મંદીર આગળ ચોકસી રણછોડ દાસ રામદાસની દુકાનેથી.

સત્યસાગર પ્રેસમાંથી તથા માંકડાપોળમાં શા. નારણલાલ મગનલાલ પાસેથી.

અમદાવાદ—કાળુપુરમાં ધનાસુતારની પોળમાં અંબાજીમાતા આગળ રતન ખડકીમાં શા. કાલાભાઇ પરસોતમદાસ પાસેથી કાળુપરમાં ધનાસુતારની પોળમાં ગુંદીની પોળમાં શા. વલવદાસ કેવળદાસને ઘેર.

શા. શંકરલાલ વલવદાસ પાસેથી તથા આર્યોદય પ્રેસમાંથી

નાદાપા—શેઠ મુળજી જગજીવનદાસ પાસેથી.

**ચોકસી નારણલાલ હીરાચંદ**

નડીઆદ.



# જાહેર ખબર.

સરવે લોકોને ખબર આપવામાં આવેછે કે ભરતખંડના ઇ-તિહાસનો પ્રશ્નોત્તર કીમત ૦-૩-૦. ગણીત પ્રશ્નોત્તર (ગણીતની રીતનાં કારણ) કીમત ૦-૩-૦ તથા ભુગોળનો ટુંક હેવાલ કીમત ૦-૦-૪ તથા ભરતખંડના ઇતિહાસની લડાઇઓ કીમત ૦-૦-૧ તથા ભડળી વાકય કીમત ૦-૪-૦ તથા રજીષ્ટર થઇ શકે એવા દસ્તાવેજ અરજીઓ તથા દેશીનામાની પ્રશ્નોત્તરીનુ દર્પણ કીમત ૦-૮-૦ તથા રોજનામાની ચોપડી કીમત ૦-૩-૦ તથા ગોરધરકૃત રામાયણ કીમત ૧-૦-૦ તા. વ્રજરતનજીવીરહ ૦-૧-૭ તથા ભરતખંડના ઇતીહાસનો રોગ હેવાલ ૦-૨-૦ ઉપરની ચોપડીઓ નીચે દર્શાવેલે ઠેકાણેથી રો-કડી કીમતે મળશે. દશથી વધારે રાખનારને દશાંશ કમીશન કાપી આપવામાં આવશે.

નડીઆદ—રૂવનાથજી પોળમાં ચોકસી નારણલાલ હીરાચંદ પાસેથી

સ્વામીનારાયણના મંદીર આગળ ચોકસી રણછોડદાસ રામદાસની દુકાનેથી.

સત્યસાગર પ્રેસમાંથી તથા માંકડાપોળમાં શા. નારણલાલ મગનલાલ પાસેથી.

અમદાવાદ—કાળુપરમાં ધનાસુતારની પોળમાં અંબાજીમાતા આગળ

રતન ખડકીમાં શા. ડાહ્યાભાઇ પરસોતમદાસ પાસેથી

કાળુપરમાં ધનાસુતારની પોળમાં ગુંદીની પોળમાં શા. જ-બવદાસ કેવળદાસને ઘેર.

શા. શંકરદાસ વલવદાસ પાસેથી તથા આર્યોદય પ્રેસમાંથી.

નાહાપા—શેઠ મુળજી જગજીવનદાસ પાસેથી.

**ચોકશી નારણલાલ હીરાચંદ.**

નડીઆદ.

